# મુંબાઇની શેઠાણી

યાને

# સુધરેલી સુંદરી

ઉર્ફે

## ઐરી કે બલા

ભાગ ૧ થી ૮ સંપુર્ણ વાર્તા

લેખકઃ -શ્રીયુત કવિ જાદવરામ ભગવાનદાસ
[illegible]થી સર્વ હક્ક ખર્ચ[illegible] [illegible]રી

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર--જદુલ[illegible] નારણદાસ
ઠે. સ્વામીનારાયણના મં[illegible]ર પાસે—નડી[illegible]ાદ.

[illegible]અમદાવાદ બટ[illegible]ડી પોળને ન[illegible] આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ
પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું.

વૃતી ૪ | પ્રત ૨૦૦૦ | સંવત ૧૯૮૪

કીંમત દશ આના

૩૮૮૯

# વશીકરણનો ખજાનો

રાગ—( નહી ચીજ કોઇ ગળી ગરજ સમ નહી ચીજ કોઇ ગ

વશીકરણ રહ્યું છે વસી વનીતામાં વશીકરણ રહ્યું છે ૦
તનુજા મહીં બ્રહ્મા પણ ભુલ્યા ગૌતમ પત્નિમાં ઇંદ્ર
મછગંધાને મોહ્યા પરાશર જાત જોઇ ના કસી—વનીત

માનુની પાસે નીજ માન મુકીને બળીઆ પણ પડતા ૦
વિશ્વામીત્ર જપ તપ ચુકીને રહ્યા મેનકામાં ફસી—વનીત

પ્રેમ પીંજરે પુરૂષ પુરાયે મુગ્ધા મોહની ખાણ
કૌરવ કીચક રાવણ પેઠા મૃત્યુ મુખમાં ધસી—વનીત

ભસ્મ કરવાને ભસ્માસુર મોહીની બન્યા ભગવાન
ઇતિહાસ જુઓ પુરાણ જુઓ પણ નારી થકી ઘમસાણ
શંભુ સરીખા પણ તપ ચુકયા નારી જાળમાં ફસી—વનીત



સોમલને સાકર જુઓ બેઉ શ્વેત જણાય
એકથી પ્રાણજ નીકળે બીજે ઠંડક થાય
રૂપ અને ગુણ બે મળે સાકર સરખો સ્વાદ
ગુણ વગરનું રૂપ તે સોમલ સમ બરબાદ

---

(૩)

# પરણેલાની પીડા

## યાને

## શેઠ નથુશાની કર્મકથા



રાગ—( ઝેર ગયાંને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર )

નથુશા–હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું તું
પરણેલાને નજરે જોતાં હઇડું તો હરખાતુ તું
ઘર દુકાનો વેચી દઇને રૂપીઆ સૌ ભેળા કીધા
લાડીજીને હોંશે મળવા થોડા કંઇ કરજે લીધા
દલાલ ડાહ્યો બોલાવીને શીખામણ તેને આપી
પાંચ સુધી પરવા નવ કરશો પારખજો ભાઇ ચીત રાખી
ગમાર ગામડીઆણુ ના જોશો સુધરેલી શહેરી જોજો
બને નહી તો સાત ખરચજો ભલે પડે મમ શીર બોજો
સારૂ કહી સીધાવ્યા બ્રોકર બે મહીને પાછા આવ્યા
આશાન આપી ઝટ પુછયું કહોજી શું છો કરી આવ્યા
બડાઇ બહોળી કરતા બોલ્યા શેઠ પુછો છો શું એમાં
ડાહ્યાભાઇ જે કામ લીયે છે પડે નહી પાછો તેમાં

હજાર સાડા છ આપીને સાટું સૌ નકકી કીધું
સસરાજીએ સ્નેહ થકી ભાઇ લગન સાતમનું લીધું
કન્યા પુતળી કાચ તણી છે રૂપ મનોહર છે એનું
મેટ્રીકમાં પણ પાસ થઇ છે કાન્તા નામ ધર્યું તેનું
કદર કરજો કામ તણી ને મહેનતનો બદલો દેજો
કહું છું તેમાં કસુર પડે તો પાઇ દલાલી ના દેજો
વધામણીમાં વીંટી આપી ઠેં કર્યું કહી ભથ્થુ આપ્યું
ભલું થજો ભાઇ આપતણું જે આજે મારૂં દુ:ખ કાપ્યું
જમવા વેળા હવે થઇ છે ભલે પધારો સ્વસ્થાને
આમંત્રણ આપું છું ભાઇ પધારજો મારી જાને

## ( લગ્ન પછી )

બઇરી પરણ્યા શુભ લગનથી કોડ કર્યાં સર્વે પુરા
સુખ સઘળું હોળીમાં હોમ્યું ઇજ્જતના કીધા ચુરા
પ્રથમ આણે શાણી રાણી લાજ મહી લચકાતાંતાં
સાથે ફરવાનું હું કહેતો ઇજ્જતમાં અચકાતાંતાં
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સારી
મેં જાણ્યું જે કામ થયું છે સદ્‌ગુણી પામ્યો નારી

છી પધાર્યાં બીજે આણે પ્લોટ સહુ બદલાયો છે
ાકરી જેને હું ગણતો તે વાઘ થઇને આવ્યાં છે
। ત્રણ દીવસ થયા એટલે મકાનમાં ખામી કાઢી
ા ઘરમાં હું નહી રહેવાની કહીને રીસાયાં લાડી

કમને મેં માનજ આપ્યું ઘર બીજું ભાડે લીધું
ગીના માટે વહાલીએ આમંત્રણ બીજું દીધું

ાટીસ મળતાં હું ગભરાયો તો પણ હીંમત મેં રાખી
શું જોઇએ શ્યાણી શ્યામા મુખેથી દયોને ભાખી

ાંઝર જોડી મારે જોઇએ એરીંગની જોડી લાવો
ાકેટ ગીનીના સોનાનું લઇ વા'લા વેલા આવો

ંગડીઓની જોડી લાવો સાચા મોતીની સ્વામી
ાડી કસણી લાવો જેવી પહેરે છે મારી મામી

ર્ત તડાકો મેં તો કીધો પાઇ નથી પાસે મ્હારી
ઘણું વેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી

ાણતાં વાલી વીલાં પડીયાં તરત તડુકો તો કીધો
રણી તમને તેમાં કહોને મેં શું કાંઇ ગુન્હો કીધો

ં માગ્યું તે મારે જોઇએ તેમાં કંઇએ નહી ચાલે
ઇ ભીખારી કેરી નારી તે તો આ હઇડે સાલે

ઘાટી વીણુ ઘડીએ નહીં ચાલે મનમાં લેજો વિચારી
રસોઇ હાથે રાંધુ છું તે માટે સમજો છું સારી
સૃષ્ટી આખી સુધરી તોયે આપ રહ્યા હુમ્બગ જેવા
દાળ થઇ માટે સીધાવો આદુને મરચાં લેવા
ઘાટી માફક ગણુવા લાગી ઓડરથી અકળાવે છે
નવા નવા બુટા ઉઠાવી આંતરડી કકળાવે છે
તુર્ત રોકડો જવાબ દે છે કહી જરા હું ગુસ્સે થાઉં
વેરીસોરી ઓ માય હસબંડ આઇએમ ગોઇંગ ડિયર નાઉ
ગયો જમાનો જુનો ચાલો ફેશનમાં વ્હાલા મહાલો
દાગીના જુના વેચી દઇ નાટક જોવાને ચાલો
ટેલીફોનથી ટીકીટ કરાવો ફર્સ્ટ કલાસ રીઝવર્ડ વ્હાલા
અપટુડેટ બનીને ચાલો વીચાર શા કરવા ઠાલા

## શેઠનો પશ્ચાતાપ

—:※:—

રાગ–ગઝલ

સુધારાની મઝા ચારો જમાનો જાય છે સારો
જુઓને આ દશા યારો અમારી આમ બાબત છે
જુઓ મુંબઈ તણી નારી બતાવે ડોળ તે ભારી
ફરે થઇ શેઠની રાણી અમારી આમ બાબત છે

હતી અમ દેશની અંદર મ્હારી પ્રેમદા પ્યારી
અમે અમ પાસ બોલાવી અમારી આમ બાબત છે
કરૂ કોઇ જાતનો ઓડર નથી તે ધ્યાનમાં લેતી
ફરે તે થઇને મદમાતી અમારી આમ બાબત છે
બધાંએ ઘર તણાં કામો અમો અમ હસ્તથી કરતા
દુઃખી છે જીંદગી મારી અમારી આમ બાબત છે
ભરૂ મમ હસ્તથી પાણી પછીથી ઉઠતી રાણી
ચલાવે હુકમો શાણી અમારી આમ બાબત છે
કરી દાતણ પછી ઘરમાં પદમણી પાટલે બેસે
પછીથી ચાહ તે માગે અમારી આમ બાબત છે
ઘરે વાસણ બધા માંજુ રસોઇ હાથથી રાંધુ
કરે ભોજન પછી પત્ની અમારી આમ બાબત છે
કરી પત્ની તણી સેવા દશે તો નોકરી જાઉ
પુરા પરતંત્ર ત્યાં થાવું અમારી આમ બાબત છે
બધા આ કષ્ટને લીધે દુઃખી આ જીંદગી થાતી
ભલે મરવું અરે એથી અમારી આમ બાબત છે
મઝા મુબઇ તણી જોતાં મુરખ ફેશન મહીં ફસતા
પછી પસ્તાઇને રડતા અમારી આમ બાબત છે
પગાર પચીસ તો આવે પ્રિયા પાંત્રીસ ખરચાવે
દયા દીલમાં નહિ લાવે અમારી આમ બાબત છે

બતાવે દમ ઘણો નારી ચલાવે હુકમો ભારી
ફરે નીત બાગમાં રાણી અમારી આમ બાબત છે
ઘરેણાં અવનવાં માગે વખતપર હાડકાં ભાગે
કહે શું કામ પરણ્યાતા અમારી આમ બાબત છે
દરદ નીત્યે નવું થાયે રહું હું ઘેર જ્યાં સુધી
કરે ઠણુકા ખરા ખોટા અમારી આમ બાબત છે
પથારીમાં પડી રહેતી મીઠાઇ મોજથી ખાતી
દુઃખી મમ જીંદગી થાતી અમારી આમ બાબત છે
ભરૂ નીત્ય બીલ વઇદોનાં છતાં સાજી નથી થાતી
ચલાવે ઢોંગ બહુ ખોટા અમારી આમ બાબત છે
ખરીદી હાથથી કરતી લખાવી નામ પર મારા
કહો બીલ કયાં થકી ભરવું અમારી આમ બાબત છે
મંગાવે અવનવી ચીજો અમારે લાવવી કયાંથી
નથી પેદાશ કંઇ જોતી અમારી આમ બાબત છે
પથારી પ્રેમથી કરવી પ્રીયાની હાજરી ભરવી
નથી નવરાશ પણ પળની અમારી આમ બાબત છે
ગુમાવી દેશની ગુડી અહીં પરદેશમાં આવી
છતાં ખુશ ના થઇ નારી અમારી આમ બાબત છે
હતી અમ દેશની અંદર બધાંએ કામ ત્યાં કરતી
નથી અહીં કોઇથી ડરતી અમારી આમ બાબત છે

કદી મમ સાથ જો આવે બજારે માલ લેવાને
ગણે નોકર અગર ઘાટી ઇજ્જતની આમ હાલત છે
વખત વીચારીને રંડા કરે દર્શનનુ બાનુ
સીધાવે યારના ઘરમાં અમારી આમ બાબત છે
યારોથી તે લઇ નાંણું લુંટાવે માલ યૌવનનો
ભરે પાછાં ઘરે પગલાં અમારી આમ બાબત છે
હમેશાં આટલી મોડી કહે તું કયાંથી આવે છે
ગયા છે બાર જો વાગી અમારી આમ બાબત છે
થયાં દર્શન બહુ મોડાં ભર્યાંતાં ફુલ હીંડોળે
જામીતી મેદની ઝાઝી અમારી આમ બાબત છે
સખી એક મંદીરે આવી મને ગઇ સંગ બોલાવી
તજો કચકચ તમે ખાલી અમારી આમ બાબત છે
મટી જંગલી બનો શહેરી મવાલી કયાં સુધી રહેશો
પધારી કેમ નથી કીધી અમારી આમ બાબત છે
સુતાં જઇ ભોંય શેઠાણી જણાવી રીસ ઉપરથી
પતીને રોફમાં દાબી અમારી આમ બાબત છે
કહે માધવ મળી જેને હશે જ્યાં કર્કશા નારી
વૃથા ગઇ જીંદગી તેની ગયો આ ભવ બધો હારી

---

તા. કઃ-આ પુસ્તકનાં કાવ્યો પૃષ્ટ ૩ થી ૯ હમારા સ્નેહી માધવલાલ છગનલાલ પેથાપુરવાળા (હાલ મુ હરસોલ)એ ખાસ મહેરબાની દાખલ બનાવી આપેલી હોવાથી અંતઃકરણથી તેઓનો ખાસ આભાર માનીએ છીએ. (લી. પ્રકાશક)

# સુધરેલાનો સંતાપ

(રાગ—ગઝલ)

સુણો સાથી સુધારાના ! અરે ! સૌ આંહી આવોને;
તમારા ભાષણે ભુલ્યો હવે રસ્તો બતાવોને ! સુણો.
તમારા રાહ પર ચાલી સુધારો ઘર વિષે ઘાલી;
પીધી મ્હેં ઝેરની પ્યાલી તમે તેથી બચાવોને ! સુણો.
પ્રિયાના પોલકાં લાવી નવીન પોશાક પહેરાવી;
ગરીબી ઘર વિષે આવી હવે તેને હઠાવોને ! સુણો.
પ્રિયા ઘર કાજને છોડી ચઢાવી બુટની જોડી;
હવા ખાવા જતી દોડી કહે "નોકર વસાવોને"! સુણો.
નથી હું કંઇ ભઠીયારી નથી કંઇ કામ કરનારી;
હવે હકદાર હું નારી નીયમસરનું બજાવોને ! સુણો.
સુધારો આપણે માથે નહિ ખાવા કરૂં હાથે;
પીયુજી રાંધવા માટે રસોયો એક લાવોને ! સુણો.
સુશોભિત ડ્રેસ લાવોને સરસ ચરસાં અપાવોને;
હુકમ મારો બજાવોને મડમ મુજને બનાવોને ! સુણો.
જવું ફરવા પગે ચાલી સુધારાની નહી વહાલી;
દીયો એ આપદા ટાળી સરસ સાઇકલ અપાવોને ! સુણો.
બનું હું રાયની રાણી જવું નાટક વીષે જાણી;
ટીકીટ લાવો તમાસાની સુધારાને વધાવોને ! સુણો.

ઘણું છે કામ તમ માથે તમે ના આવશો સાથે;
કુલાજી ફ્રેન્ડને માટે ટીકીટ બીજી મંગાવોના! સુણો.
અદેખા શું બનો એમાં કુલાજી સાથ છે તેમાં;
સુધારો છે રહ્યો જેમાં જરા વિશ્વાસ લાવોને? સુણો.
સુધારાના થયા સાથી પછી ખટપટ કરો આશી?
કરે અજ્ઞાનીઓ હાંસી કુધારાને હરાવોને! સુણો.
સુધારો આ જુઓ યારો! તમોને જે અતિ પ્યારો;
હવે લાગે મને ખારો! ભલે ભપકો બતાવોને? સુણો.
ખરચ પોષાય કયમ આવું? મુસારો સાઠનો લાવું;
પ્રિયાને કેમ સમજાવું? જરા યુક્તિ જણાવોને? સુણો.
રસોયો કયાં થકી રાખું હૃદયનું દુખ કયાં દાખું!
નિસાસા હાય હું નાખું દયા દિલમાં ધરાવોને! સુણો.
છકેલી કંઈ થઇ નારી જરાએ લાજ ના ધારી;
પતિ તો શાક તરકારી પતિ વ્રત તો પળાવોને! સુણો.
લજવ્યા તાતને! કંએ બનાવ્યા ભ્રાતને કંએ;
ડુબાવ્યું કુળ હા! કૈએ ભલે દિલને મનાવોને! સુણો.
સુધારો એ તમારો તો ભલે તમને મુબારક હો!
અરે પસ્તાઉં છું પુરો પ્રભુ તેથી બચાવોને! સુણો.

* * * * *

સુણી શંકર કહે શાણા ભવાડા આ સુધારાના
સુણી ના કોપશો પ્યારા અરજ દીલમાં ઠસાવોને! સુણો.

**લેખક "મણીકાન્ત"**–(તે શંકરલાલ મગનલાલ **પંડયા**)

## —( કોનો વાંક )—

રાગ—( ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર )
સુધરેલી પત્નિ—પીયરથી હું જ્યારે આવી દેખી મુજને શરમતા
ગમાર ગામડીયણ કહી મુજને હાંસી મારી કરતા તા
મેરેજ કરવા આવ્યા ત્યારે આંખો શું ફુટી ગઇતી
ડાપણ શું દરીયામાં ગયું તું હવે કરો છો શોક અતી
ઓમ્બે આવ્યા પહેલાં જ્યારે સુધરેલામાં ખપવાને
પીયુ પરાણે તેડી જાતા હેંગીંગ ગાર્ડન ફરવાને
મીસ બીજલી ને ચપલાનાં મુજને નૃત્ય બતાવ્યાં આપ
તેવી સુધરેલી થાવાને નીત નીત મુજને કહેતા નાથ
દેશી કાપડ લાવો સ્વામી અંગ દીસે ઉઘાડું નહી
જંગલી જડસા જેવી કહીને ફેન્સી વસ્ત્રો આવ્યા લઇ
ઉંચી એડીના બુટ અપાવી સુધરેલી મુજને કીધી
રીસ્ટ વૉચ મુજને પહેરાવી ફૅશનના ફંદે નાખી
મર્કટને નીસરણી આપી બળતામાં હોમાયું ઘી
ગજ ગાંડાને દારૂ પાયો કહો મણા રહી તેમાં શી
પ્રથમ ચડાવી હવે અડાવી સ્વાદ ચઢી શું લ્યો મ્હોનો
હવે બળાપો આમ કરો છો વાંક કહો એમાં કોનો ?
શેઠ—વાંક નથી એમાં કંઇ તારો ભાગ્ય તણી એ મોટી ભુલ
ફેશન અંતે કરે ફજેતી પ્રિયા હું તે કરૂં કબુલ

# શેઠ-શેઠાણીનો સંવાદ

(રાગ-ગઝલ)

ણી-અરે સ્વામી તમે મારા ઘડાવો બંગડી પ્યારા
વળી હીરા તણી ચુની કહો તમ લાવશો ક્યારે
ારે પ્યારી હવે મારી સુંણાવું વાત હું સારી
નથી પૈસા કને મારી કહે હું શું કરૂં પ્યારી
ા-ભગત કે દીનને આપો છતા અહી આમ શું ભાખો
ગમે તે આજથી કરીને મને તો સર્વ આણી દો
ાગત કે દીનને હું તો જમાડું અન્ન ને પાણી
પણ નહિ પાસ છે મારી રૂપીઆ નોટ કંઇ નારી
ા-રૂપીઆ સાઠ લાવો છો વળી બીજું કમાવો છો
છતાં માથું હલાવો છો કહો શું રીત એ સારી
ખરચ મુંબઇ તણાં ભારી વળી જો થઇએ આજારી
કહો શું હુ કરૂં પ્યારી નથી કંઇ પાસ દ્રવ્ય મારી
. નહિ લાવો તમે વ્હાલા જરૂર હું જઇશ પીયર મારા
પછીથી ચાહ્ય તે કરજો વળી તેથીજ મારે શું
ારે રંડા કહુ તુજને બતાવે બીક શું મુજને
ભલે જાને પીયર તારા થશે કંઇ હાલ મમ સારા
.-પીયર શું કામ હું જાઉં ઝડપથી ઝેર હું ખાઉં
પછી વૈકુંઠમાં જાઉં તહાં જઇ નામ દીપાવું
પૈસો ઝેરનો ખરચો તમે જઇ કુપમાં મરજો

સુખે જઇ નર્કમાં ઠરજો નહિ ફીકર તમે કરજો
શેઠાણી—નહી કંઇ નર્કમાં જાઉં ઝડપથી ભુત હું થાઉં
ચુસી તમ માતને ખાઉં ન સમજો જંપવા દેઉં
શેઠ—વદો છો શું અરે સાચું ભુવાને હું જઇ યાચું
ભરૂ મરચાંથી તુજ ડાચુ ન ખાઉં તુજ વીણ હું કાચું
લેખક—સુણીને એવું શેઠાણી હૃદયમાં ખુબ અકળાણી
પતિ દાબમાં લેવા કરે છે ઢોંગ એ કેવા
શીશો ઘાસતેલનો લાવી અમુલ્ય સાડી ભીંજાવી
પછીથી કાંડી સળગાવી—
શેઠાણી— કહે હું ઝટ બળી જાઉં
ન જીવું હું મરી જાઉં સ્ત્રી હત્યા આળ આપીને
ચડાવે ફાંસીએ સરકાર ન દેશો દોષ કંઇ મુંજને
લેખક—ઠગાયો સ્ત્રી ચરીત્રોથી પાત ન મર્મ કંઇ સમજ્યો
શેઠ—કહે હાર્યો હવે વ્હાલી મને તું માફ કર શાણી
નીસાશો શું અરે નાખે મુંકું ઘરબાર ગીરો જઇ
સોમાજી શેઠ ધીરે છે રૂપઇયે એક આનો લઇ
કરૂં ઇચ્છા પુરી તારી વસાવું બંગડી સારી
હીરાનો હાર જે સુંદર સવારે લાવું હું સત્વર
લેખક—લખાણ આનું રહ્યું બાકી લખું છું ભાગ બીજામાં
આંખો ઝટ મુજ ખુલી ગઇ સ્વપ્નની વાત પુરી થઇ

## —( શેઠનું સ્વપ્નું )—

—o:X:o—

( રાગ—આંગ વિના અંધારૂં રે )

નારી વીના ઘેર તાળું રે, સદાય મારે નારી વીના ઘેર તાળુ;
એતો દીપક છતાં અંધારૂં રે— સદાય મ્હારે. ૧
જઇ પનઘટ પર હું બેસું રસીક રૂપાળો રામા દેખું;
રહું અંતર નારી સારૂં સારૂ રે— સદાય મ્હારે. ૨
પ્રવારમાં જાઉં છું જ્યારે દળવું પડે હાથે મ્હારે;
માંજુ વાસણ વાસીદુ વાળુ વાળું રે— સદાય મ્હારે ૩
પાણી લાવું છુ માથે નહિ કોઇ આવે સાથે;
જગમાં જીવતર મારૂં ખારૂં ખારૂં રે— સદાય મ્હારે. ૪
પ્રભુ નારાયણ તમે કૃપાળુ વાંઢા મેણું જો ભાગો મ્હારૂં
ીરો ધરાવા ધારૂં ધારૂં રે— સદાય મ્હારે. ૫
એવી ઝંખના કરતો કરતો જઇને કુવાપર સુતો,
આવી નિંદ્રા સ્વપ્નું ભાળું ભાળું રે— સદાય મ્હારે. ૬
ાતિ બંધું પંદર આવ્યા પરણાવા બૈરી લાવ્યા;
શ્રીફળ ગોરે મને આલ્યું આલ્યું રે— સદાય મ્હારે. ૭
મામા માસા કાકા કહે છે આ કન્યા અતિ સુંદર છે;
[illegible] ખુશી ખુશી નિહાળું રે— સદાય મ્હારે. ૮
ાતિલાને ભોજન દીધાં દુધપાક પુરી ભજીઆં કીધાં;
રઘોડે ફરવા ધારૂં ધારૂં રે— સદાય મ્હારે. ૯

નટપુરથી આવ્યાં તાસાં રજાકનાં સુરતી વાજાં;
ઘોડો સુંદર શણુગારૂ શણુગારૂ રે— સદાય મ્હારે. ૧૦
બની ઠણી સુંદર અલબેલો વરઘોડો ફરવા નીકળેલો;
અંતર મનસુબા ધારૂ ધારૂ રે— સદાય મ્હારે. ૧૧
બહારીને બાળક અવતરીયુ નામ રૂડો રતનો પડીયું;
કીસ્મત ફળીયુ સારૂ સારૂ રે— સદાય મ્હારે ૧૨
પાંચ વરસનો રતનો થાતાં મહિસાગર નાહવા જાતાં;
દુઃખનું આવ્યું વાદળ કાળું કાળું રે— સદાય મ્હારે. ૧૩
ગાડી સામે સામી અથડાઈ અમ ટ્રેન ગઇ તેથી ઉથલાઈ;
પડયો કુવામાં પાણી ભાળુ ભાળુ રે— સદાય મ્હારે ૧૪
પાંચ શેર જ્યાં પાણી પીધું વહુ બાળક કયાંથી દેખુ;
દુખ શું હું ઉચ્ચારૂ ઉચ્ચારૂ રે— સદાય મ્હારે ૧૫
મુસાફર એક દયા લાવ્યો, બહાર કુવામાંથી કાઢયો;
નારીનો મોહ વિદારૂં વિદારૂં રે— સદાયે મ્હારે ૧૬

# મુંબાઈની શેઠાણી (ભાગ ૨)

સુધરેલી—

હું અલબેલી ફેશન ઘેલી, નાજુક નવેલી નાર.
કેવી રૂમઝુમ રૂમઝુમ ચાલુ, કર અમ્રેલા હું ઝાલું.
વળી આંખે ચશ્મા ઘાલુ, જોઇએ મ્હા કોઈનું ખાલું—
બીસ્કીટ હું ખાનાર—હું અલબેલી.

પોલકું પ્હેરૂ પચરંગી, ખીલી વેણી નવરંગી,
જોબનીયું છે અનંગી અંતરમાં ઉમંગી;—
શોભાવું શણગાર—હું અલબેલી.

હું નાજુક નાર છું નાની, બની મુંબાઈની શેઠાણી,
જાઉં સીનેમા સહેલાણી, કરતા ગુસ્સો દીલજાની—
પણ કોન કરે દરકાર—હું અલબેલી.

પણ પાજી પતિ છે મ્હારો, નહિ ફેશનને ચાહનારો,
પૈસાને સાચવનારો, નહિ મોજ શોખ કરનારો—
હું ગણતી એને ગમાર—હું અલબેલી.

જાતી ચોપાટી રસ્તે, હું મદ જોબનમાં મસ્તે,
જુવાની જબર જસ્તે, મુખ મલક મલકતી હસ્તે—
ફરતી સ્હેલ અપાર—હું અલબેલી.

(રાગ ગઝલ)

**શેઠાણી—**

પધારી નાથ ત્યાગોને, થયું પ્રભાત જાગોને.
ઝવેરી ઘેર જાઓને, હીરાનો હાર લાવોને,
વહેલા ઘેર આવોને, બંગડી બે અપાવોને,
પીએ પછી ચાહ આવીને, મ્હારૂં મન મનાવીને

**શેઠ—**

ધરોને ધૈર્ય ઓ નારી, બન્યો હું આજ આજારી,
થયો ઠાંસો મુને ભારી, સળેખમ તાવની વારી.
બોલાવા વૈદને જાવો, દવા સારી તમે લાવો,
થયો છે ચુંકને ઝાડો, ચુંથાયો જીવ આ મારો.

**શેઠાણી—**

ઠગારા ઓ પતિ મ્હારા, તજો આ ઢોંગ ધુતારા,
રસોઇ હું કરૂ કયારે, મુને દો દાગીના ત્યારે.

**લેખક—**

સુતાં રીસાઇને શાણી, કર્યું ના કાંઇ રે ખાવા,
ગયો ભુખ્યો અરે હારી, બિચારો નોકરી કરવા.
ઘીમાં પુરી તળી છાની, જમીને ઝટ શેઠાણી,
ગયાં ચૌટા મહી ફરવા, ખરીદી કંઇ નવી કરવા,
આવી છે ભોઇવાડામાં, રહેતા બંગડીવાળા,
દીપાવે બેશ દુકાનો, સાડીને પોલકાંવાળા.

બંગડીનો વહેપારી—

પધારો બાઇ પધારોને, દુકાનો આ તમારી છે,
જુવો આ ફેનસી ચુડી, શશી સમ શોભતી રૂડી.
આજે ચીન દેશથી આવી, દેશે તમ હસ્ત દીપાવી,
દીસો પણ કેમ ઉદાસી, વસીશું પીડ અંતરમાં.

શેઠાણી—

ન છાની વાત હું કે'તી, મુંઝાઇ મનમાં રે'તી,
મને લોભી મળ્યો સ્વામી, પડી મમ જોડમાં ખામી
પતિ મારો ઘણો મુંજી, ધરાવે લાખની પુંજી,
પરંતુ લોભીને પાજી, સુધારે નહી જરા રાજી.
નથી પૈસા કંઇ લાવી, ઉતાવળમાં અહીં આવી,
ઉધારે બંગડી લેવી, કહો શું આપવી કે ના.

બંગડીનો વહેપારી—

નથી પૈસા તણી ફીકર તજો ફીયર તમે ડીયર,
ગમે તો આપજો પૈસા તમારા કયાં જવાના છે.
કહોને આપું હું કેવી—

શેઠાણી— ચળકતી ચાંદની જેવી,
ન દીઠી કોઇએ તેવી, વખાણે સાહેલી એવી.

બંગડીનો વહેપારી—

પધારો પ્રેમી રૂપાળાં, ધરો કર સ્નેહી મરમાળાં,
શરમ છોડો તમે શાણાં, વીંધે મમ ગાત્ર અણુસારા.

**શેઠાણી—**

પહેરાવો બંગડી એવી, જરી ના હાથ છોલાયે,
દરદ જો હાથમાં થાયે, મુખેથી ગાળ બોલાયે.

**બંગડીનો વહેપારી—**

ન ગભરાઓ તમે ગોરી, રસીલી આંહી આવોને,

**શેઠાણી—**

નહિ મુજ હાથને મરડો, થયો જો લાલ ઉઝરડો,
ચઢાવોને ધીમા, ધીમા, સુંવાળા હાથ કરો ધીમા.

**બંગડીનો વહેપારી—**

ન મુઝાશો તમે મનમાં, પહેરાવી દઉ હવે ક્ષણમાં,
મુગાં બેસી તમે રે'જો, પડે દુઃખ તો મુને કે'જો.

**શેઠાણી—**

ગયા મુજ હાથ આ સુજી, પ્રભાતે પહેરીશું બીજી.

**બંગડીનો વહેપારી—**

મધુરાં બોલી મનહારી, ચતુરા ચિત્ત હરનારી,
બજાવી જાદુની બંસી, લગાવી મોહની ફાંસી;
ફસાવ્યો મોહ પાસેથી, વીંધાયો નેત્ર બાણોથી.

**શેઠાણી—**

અહા ! દિલહર ચુડીવાળા, દીસો છો નાર ઠગનારા,
વળી મન આંખના તારા, ઠગો છો હાર હૈયાના.

ંગઢીનો વહેપારી—

તમારૂ નામ બતલાવો, બતાવો ઠામ પણ રૂડું;
અમે ત્યાં આવશું નિત્યે, સુવાની લુંટીશું પ્રીતે.

ેઠાણી—

રહેતા ગામડે પિતા, પીયરમાં વીજળી કહેતા,
અહીં મુબાઇ વિષે આવી, દીધું મુજ નામ દીપાવી
બની ગઇ રાયની રાણી ધરાવુ નામ શેઠાણી.

મંગઢીનો વહેપારી—

જણુકે વીજળી જેવી, દીસો સૌન્દર્યની દેવી.
ભમાશોના સતાવોના, કહો વીચાર અંતરના;
કટોરી પ્રેમની ભરીશું, સુખેથી સેલમાં રહીશું
ઉભયનો સ્નેહ સંધાયો, રસીલી હાસ કહેવાયો.

ેઠાણી—

તમે કરી જાદુનુ જંતર કરી વશ મોહની મંતર
અરે પ્યારા, અહો પ્યારા તમે મમ આંખના તારા;
વિનંતી હું કરૂં છાની પધારો સાંજના આજે
રમીશું પ્રેમથી રંગે રહીશું રાતના સંગે.

મંગઢીનો વહેપારી—

પતિ તારો હશે ઘરમાં વિચારો કાંઇ અંતરમાં

શેઠાણી—

જમીને સાત વાગે એ; સુવા દુકાન પર જાયે
ચરિત્રો જોઇ નારીનાં અરે દુનિયા બધી હારી;

અતિ થાતી પ્રીત પાસે રમે સાથી ભલે જારી
જમીશું ભોજનો સંગે રમીશું રાતના રંગે

**બંગડીનો વહેપારી—**

ગલીનું નામ બતલાવો સે'લો ઉપાય સમજાવો.

**શેઠાણી—**

ચતુરાની કહે ચાલી સીનેમા પાસ એ આવી,
પછાડી એક છે બારી પીયુ ત્યાં આવજો સાતે.

**લેખક—**

કહી શેઠાણી સીધાવી બનાવી બત્રીસી વાની,
શીરો પુરી અને ભજીઆં મધુરાં રાયતાં કરીયા.
કચોરી કાચલી ભાજી વધારી મોઘરી તાજી
કઢી દહીં ભાગીને કીધી છુપાવી ત્યાં પછી દીધી
સમી સાંજે પતિ આવ્યો જમણમાં રોટલો આલ્યો,
થયો વાયદો જ્યાં પુરો આવ્યો છે ઇશ્કી શુરો.
જમીને શેઠજી આવ્યા કરે વિચાર જાવાનો,
છુપાતો તો ચુડી વાળો જોયો મોટી મુછોવાળો.

**શેઠ—**

અલ્યા ક્યાંથી અહીં આવ્યો કહે શું ચોરવા આવ્યો.

**બંગડીનો વહેપારી—**

કહું છું હું કહું ભાઇસાબ નથી ગુનો કરોને માફ
જવું તું મિત્ર ઘર મારે ભુલી આવ્યો છું આ બારે.

હે નહિ તું કહી સાચું સીપાઈને જઇ સોંપું:
ીનો વહેપારી—
અહીં ઉધરાની હું આવ્યો ચુડી આ સાથમાં લાવ્યો
—
અરે નારી અહીં આવો ચુડીનો ભેદ સમજાવો.
ક—
પુણી શેઠાણી ગભરાયાં ચુડી ચીડીને પછડાયાં
ગઇ છે બંગડી તુટી ચુડી તો એટલી ખુટી;
કરીને ગુપ્ત ઇશારો સમજાવ્યો ચુડીવાળો.
ણી—
ાથી એ બંગડી મારી દીસે જે સામી છે બારી
રહે છે સાહેલી મારી ચુડી મંગાવવા વાળી.
ક—
ગયો આવ્યો હતો લેવા બન્યો બે હાલ એ દેવા
છુપાતી કુંવારી આવી કરડવાને પગે ફાવી.
ચુડીવાળો તો ગભરાયો ચુડી જ્યાં દોટ પાછડાયો
સીપાઇએ ચોર સમજીને લગાવ્યો દંડુકો જઇને
કરી પરહેજ જંજીરે પુર્યો જઇ કેદખાનામાં
કરી પરનારીથી યારી ગુમાવી આબરૂ સારી

ક્યૌ ઇન્સાફ કીરતારે કીધો છે કેદ સરકારે
રૂપીયા દંડમાં લીધા બુરા બહુ હાલ તો કીધા
પુના જેલે ચુડીવાળો ગયો છે ઠોકવા ચુનો
પર નારી તણો પ્રેમી વિના અગ્નિ અરે બળતો
દીસે છે શ્વાનના જેવો સુખે કોદી નહિ ઠરતો
સતિ નારી સીતા જેવી તમે જો અંતરે ઇચ્છો
બનીને રામના જેવા સદા સદ્‌ગુણને ચાહો
વિષયના વિષના કિડા ભલે ! દીસે કદી રૂડા
તમારૂં હિત હરનારા ગણો ભોરીંગથી ભુંડા
વીતેલી વાત રહી બાકી જુઓ એ ભાગ ત્રીજામાં
વિનંતી આટલી માનો અરે ઓ ભાઈ ને બહેનો
મણિમય સુખ ઇચ્છે તો ફસાસો ના કુસંગે કો



## શેઠનો સંતાપ—

( રાગ—રાજીઆનો )

હાય; હાયરે હાર્યો હું શંખણી નારથી.

કહું આને હું નાગણ કે નારી,
બની ફેશનમાં મસ્ત રે' નારી;
સુધરેલી મીટીંગે જનારી રે—હાય ! હાયરે૦

કદી નામ પ્રભુનું ના લેતી,
માત મ્હારીને ગાળો એ દેતી;
કરે મારી એ નિત ફજેતી રે—હાય ! હાયરે૦

નવી નવી સાડીઓ નિત માગે,
કામ કરતાં હાથમાં લાહ્ય લાગે,
મળે કુભારજા પાપ જાગે રે: —હાય ! હાયરે૦

કહે મોટર એક લઇ આવો;
સીનેમાની ટીકીટ લેવા જાવો,
હુકમ મારો આ જલ્દી બજાવો રે; —હાય ! હાયરે૦

નહી દાસી હું કાંઇ તમારી,
ઘર કામ તણી કરનારી,
જુઓ ઉરમાં જરા વિચારી રે —હાય ! હાયરે૦

ચહા ઇરાની હોટલનો પીતી,

નહિ ન્યાત કે ધર્મથી બીતી,
મને મુર્ખ ગામડીઓ કેતી રે;—હાય ! હાયરે૦

નથી નયણે શરમનો છાંટો,
રાખે મડમ જેવો બહૂ ફાંકો
કહે દિવસ કેટલો વોંકો રે;—હાય ! હાયરે૦

દઉ શીખ સારી કોઇ વેળા
પાડી ઘાંટા કરે લોક ભેળા
રડી લડી કરે ઓશીયાળા રે;—હાય ! હાયરે૦

થાયે નાટક જોવાને બહૂ ઘેલી,
જઇ બેસે ત્યાં સહુની પે'લી
કહું સુધરી કે છટકેલી રે;—હાય ! હાયરે૦

નહિ સમજાવી સમજે સાને
નહિ વાત ધરે કોઇ કાને
માત મ્હારીનું કહ્યું ન માને રે;—હાય ! હાયરે૦

ઘર મારૂં સુધારામાં ઘાલ્યું
તીજોરીનુ તળીયુ જણાયુ
આવી ફેશનને દેવાળું આવ્યુ રે;—હાય ! હાયરે૦

કરે ભાષણ મીટીંગમાં મોટાં
કહે ભારત ભાગવત ખોટાં
એતો બાંના બધાં સૌ જુઠાં રે;—હાય ! હાયરે૦

દંત-મંજન વતી સાફ થાયે
બુટ પેરીને ટેબલ પર ખાયે
વર્ણાવર્ણના ભેદ ભુલી જાયે રે—હાય ! હાયરે૦

કહુ મારા દુ:ખની શી કહાણી
લેજો ટુંક માંહિ સહુ જાણી
કરી ઇજ્જત સૌ ધુળધાણી રે—હાય ! હાયરે૦

જગપતિને પાય હું લાગું
જોડી હાથ આશીષ એ માગું
દીયો સુમતી નાથ એ યાચું રે, ... ....
આજ કુધારા હિંદના કાપજો.



## શેઠાણીની કથની—

(રાગ—ગઝલ)

મને મુરખો મળ્યો સ્વામી પડી છે સુખમાં ખામી;
અરે હું આ પતિ પામી કહું શું આપદા બ્હેની.—૧

કરે નહિ ચાકરી ધંધો મુરખ થઇને ફરે અંધો
કરે છે અવનવા ફંદા કહું શું આપદા બેની. —૨

પુરૂષો અન્ય જ્યાં રમતા અરે મુજ સ્વામી અથડાતા
બળે છે ચિત્તમાં ભડકા કહું શું આપદા બેની. —૩

કમાવા રીત ના જાણે કહી મુજ વાત ના માને
ફરતુ નામ પરે પાણી કહું શું આપદા બેની —૪

પિતાના દામ સૌ ખાધા કમાવા પર લીધી બાધા
કરજના હા! કીધાં કયાં કાહુ શું આપદા બેની. —૫

ઉધારે અન્ન એ લાવે સૌ દામ તો આવે;
નહિ દે દામ તે વારે કહુ શું આપદા બેની. —૬

કરી તકરાર વદે ભુંડું પડે પરવારમાં કુડુ
જુવે ના આંખથી રૂડું કહુ શું આપદા બેની —૭

અરે અંતર પીડા રહેતુ ઉધારે કો' નથી દેતું;
આવે જામીન સૌ લેતું કહુ શું આપદા બેની. —૮

રૂપાળી આબરૂ દેખી અરે અક્કલ હીણા પેખી;
દુખે હુ તન રહી શેકી કહુ શુ આપદા બેની —૯
સજ્જન તહેવારના ટાણે જમી આનંદ સૌ માણે;
મુખે એકાદશી જાણે કહુ શુ આપદા બેની. —૧૦
સ્નેહીઓ શોધતા આવે પતિને તે નહી ભાવે;
દિવસ દુખ માંહી વિલાપે કહુ શુ આપદા બેની. —૧૧
પિતા માતા ચહે મળવા તો સ્વામી લાગે બડબડવા
લાગે હા હિત વચન કડવાં કહુ શું આપદા બેની—૧૨
પીયરનાં લુગડાં લાવું કરી જમવા સજી જાઉં;
તરત મેણાં અરે ખાઉં કહુ શું આપદા બેની. —૧૩
બન્યાં મુંબઇની શેઠાણી વદે નિષ્ઠુર એ વાણી
કહુ કયાં માહરી કહાણી કહુ શુ આપદા બેની. —૧૪
ગુજારી જીંદગી મારી બળાપો હુ કરૂ ભારી;
દીયો કંઈ દાદ નર નારી કહુ શુ આપદા બેની. —૧૫
સદા ચિંતા તણા તાપે અરે યોવન દુભાયે છે;
અરે આવો પતિ દેખી હૃદય આ મમ ચિરાયે છે.—૧૬

( સ્નેહમંજરીમાંથી થોડા ફેરફાર સાથે )

## ફેશનની ફજેતી—

( રાગ સવઈયા )

અલબેલી મુંબઇ નગરીમાં શોખીન પુરૂષો બહુજ વસે
ગાલ તમાચો મારી રાખતા લાલ થઇનેજ ફરે
પગાર મળતો પચીસનો ને સુધરેલામાં પંકાવું
દોસ્તદારની સાથે ફરતાં પૈસા ખરચી વખણાવું
દેશ વિષે કંગાલ સ્થીતી રે ઉદર તણા ફાંફા પડતાં
કમાઈ કરવા કારણ દીકરો માત પિતા અહીં મોકલતા
ભણ્યા ગણ્યા કંઇ ઝાઝુ નહિ તે ટુંક પગારે પ્રસન્ન થયા
મુંબઇ નગરે મઝા માણવા તરંગ દીલમાં બહુ કર્યા.
દસ મળતા દસમાં નિભાવ્યું પંદરમાં પંદર પુરા,
પચીસ મળતાં પાઇ બચે નહિ તોએ શોખ રહે અધુરા
બે રૂપીઆનું કપડુ લીધુ સીવડાવતાં મનમાં બીધા;
અપ-ટુ-ડેટ શીવવાનું ખાતું અઢી રૂપીઆ ત્યાં લીધા
એ અનુસારે કપડાં કરતાં પૈસાની ખુવારી કીધી,
ત્યાર પછી ધોબીની એણે મુલાકાત જલદી લીધી.
એક આનામાં આઠ ધોશે મુજને તે તો નહિ ફાવે,
વોશીંગ કંપની ગ્લેજ કરે છે ચકચકાટ અતિશે આવે.

હજામતની વધી કમાણી નવીન તરેહના કેસ કટે
તેલ લગાવી ચોળ અલ્યા મુજ માથા કેરૂં દર્દ માટે.
માત પિતાને વઘાર કાજે તેલ જરાએ ના મળતુ;
બેટો બાલમાં ઓઇલ નાંખે શીર તેલ થાતું ગળતું.
મુઝાયા ત્યારે મુંબઇ આવ્યા મુંબઇમાં નહિરે લેણુ;
કમાણી તો ઉંધી ગઇ પણ સ્હામુ થયું છે બહુ દેણુ
પગાર કરતાં ખર્ચ વધ્યો ને કરજ વિષે પછી સપડાયો
તેમાંથી બચવાને આખર ચોરી કરવા વિચાર કર્યો
શેઠ તણી ઉઘરાંણી કરતાં ભાગી જવાનુ નકકી થયું
એક દિવસ બહુ રૂપીઆ આવ્યા લઇ જવા દીલ લલચાયુ
નોટ ભરી ખીસ્સામાં એણે સ્ટેશન પર સીધોજ ગયો.
દુર દેશની ટીકીટ કઢાવી પોલીસને સંદેહ થયો
સરસામાન કંઇ પાસ નહી રે કયાંથી નાસી આવ્યો છે
બતાવ તારા શેઠને જલ્દી રૂપીઆ કયાંથી લાવ્યો છે
પકડતાં ચોરીનો મુદો માજીસ્ટેટે સજા કરી
પંદર ફટકા બાંધી માર્યા છોડી મુકયો દયા ધરી
મુંબઇ નગરે મઝા માણતાં ઇજ્જત વિનાનો થઇ બેઠો
પુનઃ દેશને માર્ગ ગયો તે ગોપાળે નજરે દીઠો

(લેખક ગોપાળજી હરીભાઇ દેશાઇ)

# મુંબાઈની શેઠાણી ભાગ ૩

જમાનાનું જોડલું—( રાગ–હરિગીત. )

ભાઇ પધારે પાલવે અલબેલી રમણી ભાળવા;
પર પુરૂષ કેરા પ્યારમાં લે બાઈ પણ તાજી હવા.
ઉંચે ઉડે વિચારમાં રાજા થવાની હવાઇ છે!
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે! ૧

જ્યારે સલુણો ચાન્ટરોડે જાય છે બસ સ્નેહથી!
ત્યારે તરૂણી તરૂણ રટતી જાય ભુલેશ્વર ભણી!
છળ કપટની નીતિ સ્વીકારી પ્રેમની વિદાઇ છે!
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે! ૨

કોલર અને નેકટાઇનો ભપકો ગમે ભરથારને
એ રીત ફેન્સી પોલકાંનો મોહ લાગ્યો નારને!
સ્વામી લગાવે સેન્ટને બાઇ લવંડર ચાહ્ય છે!
એકે ન ન્યુનાધિક જેવા ભાઈ તેવાં બાઇ છે! ૩

નિત્યે સીનેમા નીરખવાનો શોખ લાગ્યો સ્વામીને;
નાટક નિહાળી નારી આવે ઘેર આનંદ પામીને.

ડોલર બની ડોલે પતિ પત્નિ પ્રફુલ્લિત થાય છે !
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૪

સોડા અને જીંજર લઇને કંથ ચાલે મલકતા !
ખોટી રીતે ખર્ચાય પૈસા હૃદય નથી ખટકતા !
કરી પાન રોઝબરી તણું પ્રેમદા મુખે હરખાઈ છે !
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવાં બાઈ છે ! ૫

શરાબ શરબતને શીગારેટ ભાવતાં બહુ બાઈને !
બીસ્કીટ અને ચાહ કડક પીવા બહુ ગમે છે બાઈને !
ગુસ્સો પતિના મગજમાં તો રમણિયને શીર રાઈ છે !
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવા બાઈ છે ! ૬

પ્હેરે પતિ સ્ટોકીંગ બુટ સ્લીપર ચડાવે સુંદરી,
લે સ્ટીક પતી કર રાખતાં રમણી રૂમાલ કરે ધરી.
વલ્લભ વગાડે વાજું ગઝલો ગોરીએ ઝટ ગાઇ છે !
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવા બાઇ છે ! ૭

ચળકાટ કરતાં હોય છે ચસ્મા ઉભયના નેત્ર જ્યાં !
રીષ્ટ વોચ ઉભય કરે શોભે અહોનીશ હોય ત્યાં !
આ જીંદગીની પાયમાલી વેષધારી ભવાઇ છે !
એકે ન ન્યુનાધિક જેવા ભાઇ તેવાં બાઈ છે ! ૮

[ લેખક શ્રીયુત માંતરીયા ]

( વાર્તાનું અનુસંધાન પૃષ્ટ ૨૪ થી )

(રાગ ગઝલ)

ેઠાણી—

જુવાની જાય છે મારી, થશે બરબાદ શું મારી
સદા નભશે અમો યારી, રહી હું તો હતી ધારી ૧
અરે આ સ્નેહનો રસ્તો, હતો ધાર્યો ઘણો સસ્તો
હતો અવરોધ ના વસ્તો, છતાં વિકટ થયો રસ્તો ૨
હતી ઉમેદ તો ભારી, કરીશુ એશ આરામી
ઉડાવી ને પુંજી સારી, રમીશુ જાર સહ જારી ૩
ગઇ આશા ઉડી એવી નિરાશા આ થઇ કેવી;
કમળદળ દેહ છે જેવી મધુકર ના શકયો સેવી ૪
હતો મુજ યાર મનમાન્યો ઘણો દીલથી હતો ભાવ્યો
કરીને પ્યારથી પાચ્યો, છતાં વલ્લભ નહિ છાજ્યો ૫
ચુડીવાળા તણી યારી, વિચારી તે ઘણી સારી;
પતિ પરણેતને ત્યાગી, થઇ હું તેહની નારી. ૬
ખરો જ્યાં સ્નેહ જાગે છે પુરો જ્યાં રંગ જામે છે
ચુડીવાળો ગયો કેદે; મુને એ દુઃખ સાલે છે. ૭
હવે ના યાર એ મળશે, વીરહ આ શે હવે ટળશે
ચુડીવાળો ઝુરી મરશે, મુને તે કયાં હવે મળશે ૮
પ્રભુતા શી પ્રભુ ધારી, અદેખાઇ કીધી મારી
ારી તેં શી કૃતી ભારી, મુને વિરહા નળે બાળી ૯

ગુલાબે કંટકો ધારી, નીધી ખારૂ કીધું વારી;
અફળ છે શેરડી સારી, કૃતી એ છે વીભુ તારી ૧૦
ન ખુશબો હીમમાં ધારી મીઠી કોયલ કરી કાળી
કર્યું છે સ્વાદ વીણુ વારી કૃતી એ છે વીભુ તારી ૧૧
અદેખા ઓવિભુ તારી નહિ એ નેમ સરનારી
ચરિત્રોમાં પુરી નારી ટકાવું યારશું યારી ૧૨
નથી ભુલી શકી હૂં તો, નથી ચુકી શકી હું તો;
પ્રીતમના પ્યારની માળા પ્રતી દીન ફેરવું હું તો ૧૩
નથી પરવા મને કોની કરી કુરબાની હુ સહુની
પ્રીતમની પસ હૂં જાવું તજી દરકાર લોકોની ૧૪
ગમે તે યુકિતને યોજુ, બનીને મોહનુ મોજુ
કિનારે યારના કંઠે, જઈને સ્નેહથી વળગુ. ૧૫
હશે જો કામની પાસે, કદી કીરતાર જો પોતે
કદાપી શીવજી સરખા, થશે કોડી તણા પોતે ૧૬
ભ્રગુટી ભુરકી નાખી, કરૂ આલમ બધી ઝાંખી,
છોડાવી યારને લાવું, કહું ભાવી ખરૂં ભાખી. ૧૭

લેખક— ( સુધરેલી સુંદરી )

વિચારો વાંચકો પ્યારા, છકી આવી ઘણી દારા
સુણી મુંબઇ વિષે ઘણીએ, નિહાળી ઉપજે લ્હાળા. ૧૮

પતિ પત્થર તું લે ગણીને, અત્તર નર દેવ માનીને;
રમે તે સાથ જઇ નારી, ફરે છે મોજ માનીને. ૧૯

મદન મદમાં બની પ્યાસી, લઇ નીજ યારને ખાસી;
જતી ચોપાટીએ નાસી, બનીને આપ વેશ્યાસી. ૨૦

પહેરે જર્જરી વસ્ત્રો, ઉઘાડુ અંગ દેખાયે;
ઈરાદાથી કરે એવું, નરો કામીજ લોભાયે. ૨૧

ઘણી છે આવી લલનાઓ, કદી મુંબઇ વિષે જાઓ;
નજરથી નીરખી આવો, અહિં સંદેહ ના લાવો. ૨૨

લખી છે વાત જેની આ, ખરી મુંબઇની શેઠાણી;
પરાક્રમ તેહના જાણો, ખરા દીલથી કહું વાણી. ૨૩

વિરહની દાઝ તે લાવી, અતિ આવેશમાં આવી;
ચઢી ક્રોધે એ શેઠાણી, હવે શું થાય છે ભાવી. ૨૪

ભગીરથ કર્મ એ કરતી, તહાં વાંચક તમે ચાલો;
ગણાએ જાતની અબળા, કરે શું કર્મ તે ન્યાળો. ૨૫

લેખક ( અબળાને શું અશકય ? )

પતિના દાગીના જુના, બધા ભેગા કરી લીધા;
બજારે તે જઇ વેચ્યા, વસુ રોકડ કરી લીધા. ૨૬

અકારી નોકરી કરતા, બીચારા શેઠ તો દુખે;
મહા દુખે કર્યું ભેગુ, ઉડાવે આજ તે સુખે. ૨૭

સડે છે શેઠ મીલોમાં ફરે શેઠાણી સ્હેલોમાં;
બનીને નાયકા વેશે ઘસે છે પર મહેલોમાં.
ચતુરા ચાલતી ચેને કરે ઘાયલ નરો તેને;
કરે છે ખ્વાર નારી એ, ફસાતા નર ખરે તેને.
સજીને સ્વાંગ ફેશનનો ગયાં વિદેશી દુકાને;
મડમનાં વસ્ત્ર તો વ્હોર્યાં ઘણાં મોંઘાં દઈ દામે.
દીધા મોં માગતા પૈસા લટકતી બેગ લઇ હાથે;
બની અલબેલી ઘર આવી, લઇ તે વસ્ત્રને સાથે.
અરે બસ આ જમાનો છે, દિવાનો યાર સૌ માને
છકીને આર્ય અબળાઓ, કુડાં કૃત્યો કરે જુઓ.
હતુ પ્રાચીન સુધારાએ ઝળકતું હિંદનું ભાવી;
ભુંડા પાશ્ચિત સુધારાએ, દશા આ હિંદની આવી.
પ્રણયના દંપતી પ્રેમે હવે તો હિંદમાં આજે;
કલહમાં આર્ય સંસારો હલે છે હિંદમાં આજે.
હૃદય નિજ નાથને જોઇ નહિ સ્ત્રીનું હવે સ્ફુરે;
અવર આશક વિના આજે, કંઈ કુલટા સ્ત્રીઓ ઝુરે
સુણો ઓ દેશ બંધુઓ, સુધારાની સફાઈ એ;
પતિ અપમાનમાં દારા ગણે ના દોષ કાંઇ એ.
સદા સૌભાગ્યમાં રહેતી હજારો રે પતિ કરતી;
કંઇ માંડે કંઇ રાંડે, જુલ્મની હદ અરે કરતી.

હતી આ એક એમાંની અરે મુબઈની શેઠાણી;
કરે શા કૃત્ય તે ભુંડા સુણો ભાઇ ઉલટ આણી. ૩૮
નથી સંતાપની આશા છતાં એ શેઠ સોસાયે;
વળી શેઠાણીની કાજે દુખી તે શેઠ તો થાયે. ૩૯
ભરીને નોકરી સાંજે ગૃહે એ શેઠતો આવ્યા,
જઇ શેઠાણી તો સામાં વધાં મનરંજની વાચા ૪૦

**શેઠાણી—** **(સ્ત્રી ચરીત્ર)**

પ્રીતમ તમ કામના બોજે અશકિત અંગમાં આવી;
બળીએ નોકરી કરવી થશે જેવું લખ્યું ભાવી. ૪૧
ઘણો પૈસો રળ્યા પોતે નહિ તે સાથ તો આવે;
ગૃહે બેસી રહો પ્રભુને મરણ સારૂ હવે આવે. ૪૨
બળ્યો આ દેહ મારો જે તમોને રાત દી તપતો;
જરા એ સુખ ના મળતું તમોને વેષ આ દમતો. ૪૩
કરૂ હું આપની સેવા મળે જેથી મીઠાં મેવા;
તમો વિણ જગતમાં મારે ન લેવા સાથ કો દેવા. ૪૪
પતિ પ્યારા તમો પાછળ, સુકોમળ દેહ આ અર્પું;
મરીને સ્વર્ગમાં આવું તમારી સેવથી હરખુ. ૪૫

**લેખક—** **( રામા કે રાક્ષસી )**

સુણી પ્રીયા તણાં મીઠાં મધુરા વેણ અણમુલાં;
સુણીને શેઠજી હરખ્યા પ્રીયાનાં વેણ અણમુલાં. ૪૬

ન બોલી તે શકયા મુખથી, અતી આવેશથી હર્ષે;
પ્રીયાના પ્રેમમાં ન્હાતાં, અતિ હર્ષાશ્રુઓ વર્ષે. ૪૭
શેઠાણી આવી આનંદે, પતિને પ્રેમથી વળગી;
પધારો નાથ ભોજનની, કહે વેળા વીતી જાતી. ૪૮
સુખે ત્યાં શેઠ ઉઠયા છે, રસોડામાં ગયા પોતે;
પીરસતાં મીષ્ટ ભોજનીયાં ઉડાવ્યા શેઠીએ પોતે. ૪૯
કરી ભોજન રહ્યા જ્યારે ભમ્યું માથું અરે ત્યારે;
ઉદરમાં ચુક ત્યાં ચાલી, ગયું છે ભાન પણ ત્યારે. ૫૦
મુખે ફીણના વળ્યા ગોટા નશો ખેંચાઈ જાએ છે;
થયું ઘડી બે ઘડી એવું મુઝાઈ જીવ જાયે છે. ૫૧
અધુરા વેણુથી બોલ્યા દગો દીધો તમે હારા;
મુને આ ઝેર આપીને, લીધા છે પ્રાણુ આ મારા. ૫૨
વદીને શેઠજી સુતા, હળા હળ ઝેરના ભોગે;
સજી શેઠાણી ત્યાં આવી, પ્રથમ તો શેઠને લુટે. ૫૩
લીધાં વસ્ત્રો બધા ખેંચી, મુકી ત્યાં શેઠને ચાલી;
ભરીને ટંકની પેટી લુટી ઘર તો કીધું ખાલી. ૫૪
સજીને વેશ મડમનો પહેરી ફ્રેન્સી વસ્ત્રો;
ચમકતી ચાલેથી ચાલે મજુર માથે લીસો બીસ્ત્રો. ૫૫
હતી જે ટંકની પેટી મજુર માથે ઉપડાવી;
ગયાં સ્ટેશન પરે વહેલાં, અતિ ચિંતા ઉરે લાવી. ૫૬

પતિની બીકને ત્યાગી લગન તો ચારશું લાગી;
પછી પુને જતી ટ્રેને ચઢી શેઠાણી તો બેઠી. ૫૭

પુરાણા નામને ત્યાગી ધરાવ્યું નામ "મીસ લીલી;"
થઇ યુરોપીઅન લેડી, બધી મર્યાદ છે મેલી. ૫૮

જવાદો એકલી લીલી પહેલા આપણે ચાલો;
લીલી જ્યાં જાય છે પુને તહાં વાંચક તમે ચાલો. ૫૯

લેખક— (મીસ લીલી પુનામાં.)

પુના છે શહેર શોભીતું, છટા સૌન્દર્યની શોભે;
રૂડું રળીઆમણું પુના, રહ્યું મહારાષ્ટ્રના મોભે. ૬૦

હતા ત્યાં શેઠ પંકાતા, ફરામજી પારસી ન્યાતે;
હતા પૈસે ટકે સુખી, હતા સુખી બધે વાતે. ૬૧

હતો એક નામે રૂસ્તમજી, પનોતો પુત્ર તો તેનો;
થઇને ફાંકડો ફરતો, શ્રીમંતાઇ તણા ઘેને. ૬૨

સદી વિસમી તણા ઇસ્કી તરીકે ખુબ પંકાતો;
વિલાસી પ્રેમની પ્યાસી હતી રૂસ્તમ તણી વાતો. ૬૩

નદી તીરે હવેલી છે, તહાં છે વાસ છે રૂસ્તમનો;
મહા ત્યાં મોઝમાણે છે, અતી છે તોર રૂસ્તમનો ૬૪

પુનાની જેલનો જેલર વળી છે એજ રૂસ્તમનો
પડયો મોભો બધે તેથી ખરેખર એજ રૂસ્તમનો ૬૫

હવે મીસ લીલી ત્યાં આવી હવેલી જ્યાં છે રૂસ્તમની
હતો ગાર્ડન વિષે રૂસ્તમ ફુલોની બ્હાર લુટે છે. ૬૬
ધરીને વેશ લેડીનો લીલી મળવા ગઇ રૂસ્તમ
મળ્યાં નયનો હૃદય હરખ્યાં મળ્યો સંયોગ ત્યાં ઉત્તમ; ૬૭

**લીલી**—વદી લીલી અહો રૂસ્તમ સુણી તમ નામ હું આવી
તમો સાહેબ હું લેડી મળ્યો છે યોગ આ આવી ૬૮

**રૂસ્તમ**-સુણી રૂસ્તમ ઘણુ હરખ્યો ઉઠી કંઠે લીલી વળગ્યો
રહોને પ્રેમથી પ્યારી ન થાઉં તુજથી અળગો. ૬૯

**લેખક**—રહ્યાં લીલી અને રૂસ્તમ, અતિશે પ્રેમથી વળગી;
હવે લીલી નથી થાતી કદી રૂસ્તમ થકી અળગી. ૭૦
હતો જે યાર લીલીનો, ચુડીવાળો જે મુંબઇનો;
પુનાની જેલમાં એ છે, જહાં અધીકાર રૂસ્તમનો. ૭૧
સવારે રોજ તે જાતી, લીલી તો જેલ જોવાને;
રહે રૂસ્તમ તણી સાથે, નીરખવા જેલને બહાને. ૭૨
હતો નીજ યાર જે જુનો, ચુડીવાળો અરે કેદી;
નીરખવા આવતી તેને, હવે તે ઓળખ્યો કેદી. ૭૩

**લીલી**—ચુડીવાળા તણી કીધી, ભલામણ આજ જેલરને
સુકોમળ અંગ કેદીનું, ન દો એ દુખ તો એને ૭૪

**લેખક**—સુણી લીલી તણી વાણી, કર્યો દુખ મુકત કેદીને
ચુડીવાળો ન તો સમજે, પીછાણે તે ન લીલીને. ૭૫

લીલીએ યોજના યોજી ચેતાવા યારને બીજી;
દ્રીઅર્થી ગીતને ગાવા તણી તો યોજના યોજી. ૭૬

હવે આવી લીલી જેલે હમેશાં ગીતને ગાતી;
સુણાવી યારને રાજે ગૃહે રૂસ્તમ તણે જાતી. ૭૭

**લીલી–( સાંકેતીક સંજ્ઞામાં લીલીની ઓળખાણ)**

"વિહરતા હંસને હંસી ખીલેલા પુષ્પ ઉદ્યાને;
અતિ આનંદથી ફરતાં પકડીયો આજ હંસાને. ૭૮

પુરાયો પીંજરે પ્રેમી અરે એ હંસલી જોઇ.
છોડાવા હંસને હેતે અરે એ હંસલી ધાઇ ૭૯

પુર્યો છો પીંજરે હંસો, અરે જે ક્રૂર માનવીએ;
ગઇ ત્યાં હંસલી હેતે ફસાવ્યો નર એ લાલીત્યે." ૮૦

**લેખક**— ચુડીવાળા કને આવી, સુણાવી એટલું જાતી,
કંઇ ઉત્તર મળે તેથી, ઘડી ખોટી તહાં થાતી. ૮૧

ઘણા દીને પડી ગમ છે, ચુડીવાળો હવે સમજ્યો;
દઇ ઉત્તર વદ્યો એવું, કહ્યું તું લીલીએ જેવું. ૮૨

**ચુડીવાળો**—પુરાયો પીંજરે હંસો, કરે તદબીર ના વળશે
પુકારી હંસલો કહે છે, હવે શું હંસલી કરશે. ૮૩

**લેખક**–સુણી ઉત્તર એ કેદીનો, વદી લીલી ઘણુ હરખી
**લીલી**–અરે એ ક્રુર માનવીનો કરીને કાળ એ હંસી. ૮૪

છોડાવી હંસને લેશે, પ્રીતીનું પાન તે કરશે;
તહ્વા ના કોઈનુ વળશે નક્કી કે ના થકી ડરશે. ૮૫

**લેખક**–કહીને એટલું ચાલી લીલી રૂસ્તમ ગૃહે આવી
ચુડીવાળો ગયો ચેતી; રહયો આનંદ તે લાવી. ૮૬

**લેખક— ( રૂસ્તમની સ્વર્ગે રવાનગી )**

અમાવાસ્યા તણી રાત્રી વિષે ચકચુર રૂસ્તમજી;
પીવાડી વીસ્કીનો દારૂ, પીધો લ્હેજત બધી સમજી ૮૭

પડયો બેભાન રૂસ્તમજી લીલી છે ભાનમાં પુંરી;
લીલીએ એજ રૂસ્તમને લગાવી કાળજે છુરી. ૮૮

તજી આલમ ગયો ફાની, અરે રૂસ્તમ સદા કાળે
ન પ્યારી મીસ લીલીનુ કદાપી મુખ એ ભાળે ૮૯

ત્રીજોરી સાફ સહુ કીધી, વળી સહુ ચાવીઓ લીધી
પહેરી ડ્રેસ રૂસ્તમનો, બની તે જેલમાં ચાલી ૯૦

ઉઘાડી જેલને કાઢયો, ચુડીવાળો હતો જે તે
મળ્યાં આલીંગનો દઇને, પલાયન લઈ કર્યું તેને ૯૧

પગે મુસાફરી કીધી; રખે પકડાય ગાડીથી;
વટાવે ટેકરા ખાડા, ભર્યું જંગલ જે ઝાડીથી. ૯૨

ચુડીવાળો બન્યા ત્યાંથી, હવે તો રંક સંન્યાસી;
થઇ સંન્યાસીની લીલી, ગયાં એ વેષમાં નાશી. ૯૩

**લેખક**—(મદ્રાસમાં લીલીનું પરાક્રમ)

હવે લીલી ચુડીવાળો રહ્યાં મદ્રાસમાં આવી;
મીઠી દરીઆવની લહેરો થકી ભુલી ગયાં ભાવી ૯૪

હતી રૂસ્તમ તણી પુંજી, લીલી તે સાથ લાવી'તી
પહોંચી ત્યાં લગી ખરચી હવે તંગાસ આવી છે, ૯૫

કરે વ્યભીચારની મસ્તી શરાબે ના જરા કમતી;
કમાણી ના કરે કાંઇ, નથી મહેનત જરા ગમતી ૯૬

જુગારી સંગ કીધો છે, ચુડીવાળો રમે રોજે,
સહુ લક્ષ્મી ગયો હારી, હવે સાધન વિના સોચે. ૯૭

**ચુડીવાળો**—જુગારી પુછતા આવે ચૂડીવાળો કહે ચારો
કહો શું દાવમાં મુકું, હવે એકે નથી આરો. ૯૮

**જુગારીઓ**—હતા પાંડવ અતિશુરા સતીને દાવમાં મુકી
રમ્યાતા પ્રેમથી પાસા, અરે એ જાવ શું ચૂકી; ૯૯

સતી વૈદર્ભીને મુકી, રમીને દ્યુત નળરાવ,
પુરાતન વાત એ સાચી, સ્ત્રીઓના દાવ મુકાએ. ૧૦૦

**લેખક**—ચૂડીવાળો સુણી વાતો, લીલીને દાવમાં મુકી
છતાં એ પણ ગયો હારી, થઇ આશા બધી ટુંકી. ૧૦૧

ફરી એ વાત ઘર આવી, લીલીને રે વદન ઢીલે;
લીલીએ આપીને હીંમત, ચુડીવાળો ચઢયો ચીલે. ૧૦૨

પહેર્યાં વસ્ત્ર લીલીનાં, ચુડીવાળો કરી યુક્તિ;
ચુડીવાળાં તણાં વસ્ત્રો લીલીએ મ્હારીઆં જુગતે. ૧૦૩
જુગારી આવીઆ ત્યાં તો ચુડીવાળો લીલી સમજી;
ઉપાડી તે ગયા ત્યાંથી ખરો એ ભેદ ના સમજી ૧૦૪
ગૃહે જાતાં જણાયું છે, લીલી બદલે ચુડીવાળો;
થયા ક્રોધી અતિશે ત્યાં અરે એ જોઇ ગોટાળો. ૧૦૫
ફરી લીલી ખરી લેવા જુગારી દોડતા આવ્યા;
સમયને ઓળખી પોતે લીલીએ ધાઇ બોલાવ્યા. ૧૦૬
વદી વાણી પછી મીઠી જુગારી આવતા ઠાર્યા;
વદન હસ્તે નજર તીરછી વચન શર મોહના માર્યા. ૧૦૭
**લીલી**–જરા ખામોશ રાખીને શયન ગૃહ આપ વીરાજો
જુવાની જાય છે મારી જરા લ્હેજત ઉડાવી લ્યો. ૧૦૮
નથી મમ આંખથી નાચ્યા ન પીધુ આ કરે પ્યાલુ;
શરાબે ઇશ્કની મસ્તી નથી લુંટાઇ રે હસ્તાં. ૧૦૯
સુની છે સેજ આ પ્યારા બીછાવી આપ માટે છે;
મદનની મોજ માણોને દુખોને તેહ દાટે છે. ૧૧૦
પીઓ પ્યાલા ભરી પ્યારા શરાબો આજ સુખકારી;
પછીથી રંગ માણોને, તમારી હું હવે નારી. ૧૧૧
**લેખક**–બનાવી એમ જીભેથી જુગારી વશ કરી લીધા;
શરાબોના ભરી પ્યાલા પીવાડી તર્ત ત્યાં દીધા. ૧૧૨

થયા તે ભાન ભુલીને, પુરા ચકચુર ગાંડા તે,
ન શુદ્ધિ સાન કંઇ રહી, છે બન્યા પુરા બધી વાતે. ૧૧૩

સકંચામાં લઇ ધીમે, ચઢાવી સાંકળો દ્વારે;
ચોપાસે આગ મુકી છે, જુગારી હાય પુકારે. ૧૧૪

કીધું ઘર ખાખ બાળીને, જુગારી ખાખ પણ કીધા;
પુરી સેતાન એ નારી, હતી લોલીજ પાવરધા. ૧૧૫

છુટી તીર વેગથી નાસી, ગઇ નીજ યારને શોધે;
વિચારો તે કરે ઝાંઝા, મુને એ યાર કયાં જડશે ૧૧૬

ભાગ ત્રીજો સમાપ્ત.



હાસ્ય રસ, નીતિ, શૃંગાર, કરૂણા, શૌર્ય અને પવિત્ર પ્રેમથી છલોછલ ભરેલી કલ્પીત નવલકથા

# ભેદી રાજકુમાર

યાને

# કીસ્મતના ચમત્કાર

વાતાનો ટુંકસાર—

રાણીના ખુનને નિર્દોષ ઉપર આરોપ, મદાન્ધ-સેનનાં કાવત્રાં, પવિત્ર રાજકુમારી, ભાગ્યના ભેદ, વફાદાર નોકર, ધાર્મીક ધુતારાના ભયંકર કારસ્થાન, પાપને ભયંકર બદલો કુદરતનો કોપ, પીતા સાથે થયેલાં પુત્રીનાં લગ્ન, ભાગ્યના ભેદ, સાચા હક્કદારને મળેલી રાજ્યગાદી, સત્યને જય વિગેરે એક એકથી અધીક ચમત્કારથી ભરપુર હોવા છતાં

કીંમત ફક્ત રૂ. ૧-૮-૦ (દોઢ રૂપીયા)

તુરત ઓર્ડર મોકલો પ્રત શીલીકમાં હશે ત્યાં સુધી મળશે.

બુકસેલર—જદુલાલ નારણદાસ

મુ૦ નડીઆદ

# મુંબાઈની શેઠાણી ભાગ–૪



## ચુડીવાળાનું પુનઃ મીલન.

કરેલાં પાપની પાછળ, સદા ચીંતા ઉભી રહે છે;
ગણાએ તે ભલે સારૂ, ખરાબી અંત પામે છે.

કરીને ભસ્મ જુગારી, ગઈ તે નાસી શેઠાણી;
ભટકતી જંગલે જાતી, કહું એની સુણો કહાણી.

હતી જાતે ભલે અબળા પરંતુ કામમાં પ્રબળા;
કટાક્ષો નેત્રનાં મારી નચાવે ધીર તો જબરા.

નીશાએ નાસતી જાતી, હતો અંધકાર પણ એવો;
વિકટ રસ્તો હતો એવો, ડરાવે ધીરને તેવો.

સમે અંધકારમાં એવે, સુણ્યા શેઠાણીએ પગરવ;
અતિ ભયથી બની આભી, જઇ આગળ શકી તે નવ.

ઉભી શેઠાણી ફડફડતી, વળી ધીમા સ્વરે રડતી;
તહાં એક વ્યક્તિને દીઠી, ચરણમાં રે નમી પડતી.

થઇ વિસ્મય તે શેઠાણી, અહા આ શી બીના બન
વળી મહા ભય થકી કષ્ટે, જરાએ કળ નથી વળ૯

**શેઠાણી**—તમે છો કોણ ને કયાંથી, અહિં આવ્યા શું
કહો સાચું ખરેખર હા ? પડો પાયે શું કરવાને.

**ચુડીવાળો**—ચુડીવાળો તમારોજ, સદાનો દાસ હાજ
તમે જે માટે દુઃખ વેઠયું, હવે તે દાસ હાજર છે

સ્વીકારો કે હવે મારો, ગુનેગારી અમારી છે;
બચાવ્યો છે મુને આજે, ખબરદારી તમારી છે.

**શેઠાણી**—તીરસ્કારે વધ્યાં વાણી, કરીને ક્રોધ શેઠાણ
તુને જોયો હવે નાણી, કપટ બાજી બધી જાણી.

હવે તું દુર થા અહિંથી, ન તારૂં કામ છે મારે;
હું મારે મારગે જાઉં, હવે તું પંથ પળ તા

તું કાજે સર્વને ત્યાગી, બની હું તો છું વિરાગી;
તું કાજે સ્નેહીઓ છોડયાં; હવે તું જો જરા જાગી

તું કાજે પાપને વ્હોર્યાં, અધર્મી માર્ગ ચાલીને;
તું કાજે નાથને માર્યો, નરકનો પંથ ઝાલીને.

હવે વિશ્વાસઘાતીની, ચહુ ના સંગ તારો હું;
દીઠી મર્દાઇ તારી મેં, ખરો ભડવો હવે છે તું.

**ચુડીવાળો**—અયે દીલજાન દે માફી, હવે હું દાસ તારો છું;
હવે આધીન તારો છુ, વિચારૂ દોષ મારો હું.
ઉલંઘુ ના હવે આજ્ઞા, કહુ તું તે કરૂં તો હું,
કહેતો ગઢ ઘુંદી નાખુ, કહે સાગર પુરી નાખુ.

કહે આકાશમાં ઉડું, કરૂ પ્રવેશ પાતાળે;
કહે તો કેસરી નાથુ, હુકમ તું ધારીને માથે.

અરે તું મેનકા મારી, દયા દીલજાન તું કરને;
રહુમ નીધા કરી વ્હાલી, અરજ આ ઉર તું ધરને.

મને તું માફી દે બક્ષી, ન તો મરવું હવે ધાર્યું,
ચરણુ તારે પડી કહું છું, કહી દેજો હવે ધાર્યું.

ચરણુ તું શીશ આ મુકયું, થઇને દાસ હું તારો;
ઉઠાડી ભેટ ભાવે તું, નહિ તો ખડગથી મારો.

**લેખક**—ગણાયે જગતમાં અબળા, ખરેખર એજ કારણુ છે;
કરે કુકૃત્ય આ વેશે, છતાં પણુ કંઇક વારણુ છે.

ચુડીવાળા તણાં વચને, ઉમળકો સ્નેહનો આવ્યો;
ઉઠાવી ભાવથી ભેટી, ઉરેઉર સ્નેહથી દાબ્યો.

હવે એ દંપતી સંપી, વિચારે જાવું કલકત્તા;
અહિં ખાસુ હવે ખતા, પુરી ત્યાં જામશે સત્તા.

---

# બેગમના વેશે લીલીનું કલકત્તા આ

**લેખક**-વિચારી એમ ત્યાંથી એ, બની બેગમ લીલી
ચુડીવાળો હતો જેતે થયો છે શાહજાદો એ,
વળી તે આવી કલકત્તે હવેલી ભાડે રાખી છે,
વળી કંઇ નોકરો રાખ્યા અમલદારીજ દાખીને.
હતો એ શહેર વિષે તો જુવારીમલ ઝવેરી તો;
પુરો પંકાય પઇસાથી હતો આદર્શ શહેરી તો.
ગયો છે નોકરો સાથે ચુડીવાળો જવેરી જ્યાં,
ખરીદી દાગીના લાવ્યો દઇને રોકડા થોડા.
ગૃહે લાવી વળી વેચ્યા અધુરા દામ તો બીડ્યા;
વળી લાવે અને આપે ભરૂપે શેઠને પાડ્યા.
હજારોના કરી પહેલાં કીધાં અધ લાખના સોદા;
હવે બેગમ તણાં મહેલે અરે એ શેઠ પણ પેઠ
હતી શેઠાણી બેગમ જે ઝવેરી પર કીધી પ્રીતી
કીધો ઘાયલ કટાક્ષે એ ઝવેરી પર કરી પ્રીતી.
થઈ દીન એક મોહાંધો ઝવેરી જોઇ એકાંતે,
બેગમને કોટે વળગે છે, જીગર વિરહા નળે સ'
હતો સંકેત પુરવેનો ઝવેરી આમ કરતો જ્યાં;
છુપાવી રાખેલાં સખ્સો થયા હાજર હજુરે ત્યાં

ઝવેરીને લીધો જકડી વળી કંઇ માર મારીને,
**ચુડોવાળો**–કહે બદમાસ બેગમની લીધી તેં લાજ લુંટીને.
તું પર ફરીઆદ માંડીને તને તો ઘાલશું કેદે,
કદાપી જીવવું ધારે, અમોને પહોંચ આપી દે.
**ઝવેરી**–વિચારીને ઝવેરીએ, લખી અધ લાખની પહોંચો,
મુને સાહેબ છોડોને સ્વીકારો પહોંચ આ વાંચો.
**લેખક**–ચુડીવાળે લીધી પહોંચો ઝવેરી મુકત કીધો છે,
સપ્રાચટ થઈ ઝવેરીએ, સ્વઘર માર્ગ લીધો છે.

# વિલાસ મંદીરની રચના

**લેખક**–પવિત્રજ વૈભવો ત્યાગી તને આ શું કહે સુજયું,
અરે મુંબઇની શેઠાણી તને આ શું કહે સુજ્યુ.
હતી કુળવાનની નારી અરે મુંબઇની શેઠાણી,
સતી ધરમે સદા રહેતી પુરા એ ધર્મને જાણી.
પવિત્ર દેહ તેની તો હતી લાવણ્યમાં પુરી,
અધુરી ન કામના એકે પતિના પ્યારમાં પુરી.
હવે તે આજ છે લલના ચઢી ફેસન તણા ફંદે,
કરી રહી આજ ખુવારી લઢી રહી કામના જંગે.
પતિને ભુષિતો કરીને રમે પર નર તણા સંગે,
પ્રતિદીન ક્ષીણ તે થાતી સહીને દુઃખ તે અંગે.

છતાં આનંદ માને છે, હજુએ ભ્રષ્ટ થાવામાં,
વળી આનંદ માને છે, થઈ ગુણકા એ ગાવામાં.
હતી જે દેહ શું ચીતે, ગણાયે શ્વાનની ચાટે,
સતી ધરમે જે વખણાતી હવે એ થઈ સહુ માટે
અરે અધ લાખની પુંજી, થઇ ભેગી હવે તેને,
હવેલી આગવી રાખી, ન પરવા કોઈની તેને.
મહી ફરનીચરો લાવી બનાવ્યો મ્હેલ વીલાસી;
ગલીચા જાજમો રૂડી, બીછાવી છે વળી ખાસી.
લગાવ્યા હાંડીને તખ્તા, વળી ઝુમર ઝુકાવ્યા છે,
અરે હા ? સ્વર્ગ ભુવનનાં; વળી માનો મુકાવ્યાં છે
હવેલી એ હતી તેમાં, છુટા પણ હોલ તો પાડ્યા,
ઉપર ત્રણ વર્ગનાં લેબલ, ખરી યુક્તિથી લગાડ્યા.
અરે પ્રીય પાઠકો મારા, હવે એ હોલમાં ચાલો,
નિરીક્ષણ ત્યાં જઇ કરીએ, તહાં આનંદથી મ્હાલો
ત્રીજા જે વર્ગના હોલો, વિલાસી સાધનો ઓછાં,
પથારી પાથરી સાદી દીવાળતી હતાં પીમાં.
હતાં સૃંગારનાં ચીત્રો, ભીતોએ ચો દીશે ચોઢ્યાં,
સુગંધી પણ હતી સાદિ, ભીતોએ ચીત્ર પણ કાઢ્ય
બીજા વર્ગે વીલાયતની, વીવીધ વસ્તુ ભરીપુરી,
પલંગો પાથર્યા તેમાં, ઉપર ગાદીજ મશરૂની.

વિવીધ સેન્ટો તણી સુગંધ મગજ તર તો થઇ જાયે;
અડાવ્યા કોચને સોફા, વળી ટેબલ અને ખુરશી.
શરમને વેગળી મુકી, વિલાસી ચીત્ર ટાંગ્યાં છે;
ઘણી રંભા સમી સ્ત્રીનાં, અધુરાં અંગ ઢાંકયાં છે.
જુવે કે કો અનુભવ લે, નપુષક ભોગને ઇચ્છે;
હતી શોભા તહાં એવી, હવે હોલે પળો પહેલે.
પહેલા વર્ગમાં જાતાં, કમી ના ત્યાં કશી દીઠી;
સુંવાળી સેજ બીછાવી; ઉપર ચાદર છે પુલોની.
ફુવારા સેન્ટના વરસે, અખીલ એ હોલ મધમધતો
ગલીચા રેસમી છાયા, હતા હાંડી ઝુમર તખતા.
ભીંતોએ ચીત્ર બે રંગી, થતી રંભા સમી નારી;
ઉઘાડે અંગ સર્વાંગે દીધી ટાંગી ઘણી સારી.
રતીરસ મસ્ત થાવામાં, મદીરા પાન હસ્તીમાં;
શીશા વાઇન અને વીસ્કી, બીલોરી કાચના પ્યાલા;
હતો આ હોલ સવોળે, મહીં વ્યંઢળ ધરે વાજી.
નપુષક ભોગવે નારી, હતી એ ગોઠવી બાજી;
હતું એ મહેલની આગળ, વળી "વીલાસ મંદીરનુ"
રૂડું લેખક લગાવ્યું છે, ઘણાનુ એજ મન ગમતું.
ઘણાં નર નારીઓ ઇસ્કી, હવે અહીં આવતા સ્હેલે;
પુરી મન મોજ માનીને, વળી ખીરસાં ખરચ પામે.

હતા બીજા ત્રીજા નામે વળી જે વર્ગ પાડયા'તા;
વિલાશી શહેરની સ્ત્રીઓ તણા પણ વર્ગ પાડયા'તા.
તહાં તે આવતા રોજે ઉડાવી લ્હેરને જાતાં;
શેઠાણી ને ચુડીવાળો દલાલી તેહની ખાતાં.
પહેલા વર્ગમાં પોતે રહે મુંબઇની શેઠાણી,
હરાતું ધન ધનીકોનું કરે કોમળ એ શેઠાણી.
થઇ એ રીતથી પોતે હવે મુંબઈની શેઠાણી;
ગુણીકા ગૃહે અધીષ્ઠતા પ્રપંચી નાર પાપીણી.

## ગુલજાર ગુણકા

હવે નીજ નામને બદલી ધર્યું છે નામ "ગુલજારી"
ગુલે ગુલજાર એ ગુણકાજ ગણાઇ છે કલકતે'
તવંગર કે ગરીબો સૌ વકીલો કે અમલદારો,
સહુ ગુલજારને ઝંખે ગણીને મરતબો સારો
મીટીંગો કે વિવા વખ્તે થતો મેળાવડો મ્હેફીલ
વળી કો પારટી મધ્ય થતી ગુલજાર ત્યાં સામીલ
વળી કો નાર પર નર કો કદી આશક થયો હોયે
ઘણાં ફાંફા ભલે મારી થયો નિરાશ તે પોતે;
ભલે હો દેવની કન્યા ભલે લક્ષાપતિ કો' હો.
ભલે અધીકારી કોઇ હો બધું ગુલજારને ઓહો?
મૂદતસર મેળવી આપે કંઇ દુઃખ એમ કાપે છે,
અરે ગુલજારને તેથી, સહુ સન્માન આપે છે.

# સતી વિનોદા પર ગુલજારનો પંઝો



હતાં એ શહેર કલકતે, વિનોદા ચંદ્રને નામે;
સુખી એ દંપતી સારાં સદા સ્નેહે અને કામે.

વિનોદા છે સતિ નારી કરે પતિ ચંદ્રની સેવા,
સતીના માન સાચવતા પતિ પણ હેતના એવા.

હતી રૂપ ગુણમાં ચઢતી અરે દેવાંગના કરતાં,
વિનોદા નામની વાતો જનો જ્યાં ત્યાં અરે કરતા.

અધમ કામી તણો ડોળો અરે પણ ત્યાં જઈ ઠરતો,
નરાધમ કોઇ જન જોઇ પ્રપંચી જાળ પાથરતો.

ફસાઇ જાળમાં પોતે અરે એ દુષ્ટ તો જાતા;
સતીને શ્રી હરી રક્ષે કશા આઘાત ના થાતા.

ઘણા કંઇ ગોઠવ્યાં ઘાટો વિનોદા પ્યાર કરવાને;
છતાં ઉંધા પડયા પાસા વિનોદા પ્યાર કરવાને.

ઉપાયો સર્વ યોજીને હવે હેઠે પડ્યા હાથો;
તજી આશા નિરાશામાં અતિ રોષે ફરે રાતો.

પડયું ત્યાં નામ છે કાને અરે ગુલજારનું તેને;
ગયો બિહારી ત્યાં ધાઇ કરી વાતો બધી તેને.

રકમ સારી દીધી તેને, પછી ઇનામ ઉપરનું;
**ગુલજાર**-બિહારી બે ફીકર રહેજો, વચન ગુલજાર વા
**લેખક**-કરીને વાયદો કાઢયો, ગયો છે ઘેર બિહારી;
વિનોદા કેમ સપડાયે, વિચારે એજ ગુલજારી.
વળી એક શેઠને ત્યાં તો, હતો સંગીતનો જલસો
હતી ત્યાં મુખ્ય ગાયીકા, અરે ગુલજારનો જલસો.
વિનોદાને પતિ પ્યારો, હતો જે ચંદ્રના નામે;
થયું જલસે નિમંત્રણ તો, જવાનું ચંદ્રને તેમાં.
રજા માગે વિનોદાની, અરે એ ચંદ્ર જાવાને;
વિનોદાં તે નહિ ઇચ્છે, પીયુ વિભકત થાવાને.
મહા કષ્ટે રજા માગી, ગયો છે ચંદ્ર જલસામાં;
પતિ વિરહે ઝુરી પડતી, વિયોગી આજ તેવામાં.
ગયો જ્યાં ચંદ્ર જલસામાં, હતી ગુલજાર ત્યાં ગા
અનેરા ભાવ પ્રગટાવી, હતી ગુલજાર ત્યાં ગાતી.
કટાક્ષે નેનના મારી, જીગર ઇસ્કી કરે જખમી;
બદનમાં ગુલબદન નારી, ચલાવી રહી મદન દોરી.
મદન જ્યાં ચંદ્રને વ્યાપો, દીઠી ગુલજાર નખરાળી
વિનોદાને ગયો ભુલી, રહ્યો તીરછી નજર ભાળી.
દીઠીએ ચંદ્રની સ્થીતી, ગઈ ગુલજાર ચેતી ત્યાં;
ખતમ જલસો કરી સત્વર, જણાવ્યું ચંદ્રને સાને.

**ગુલજાર**–મ્હેલે આવજો મારા તહ્નાં આ ભેટશે હારા,
રૂડો ત્યાં રંગ માનીશું, પધારો સાંજરે પ્યારા.

**લેખક**–ગઈ ગુલજાર એ ત્યાંથી, સીધાવ્યો ચંદ્ર પણ ત્યાંથી,
થઈ ગડ ભાંજ ચંદ્રને, રવી નમતો હતો જ્યાંથી.

થઇ વેળા હુવે જ્યારે, જવા ગુલજારના મહેલે,
વળી જોયું વિચારીને વિનોદા સ્નેહને તોલે.

ચઢી ગુલજાર નખરાળી, વિનોદા સ્નેહ આગળ તે,
સુતી મુકી વિનોદાને કર્યો વિચાર જાવાને.

દશા પલટાય છે જ્યારે, બધું બદલાઇ જાયે છે,
બધા પ્રતિકુળ સંજોગે, બુરા વિચાર આવે છે.

સગા ને સ્નેહીઓ બુરાં, શીખામણ આપતાં જ્યારે,
કુમાર્ગે કો ચડાવે તો અતિ સ્નેહી ગણે ત્યારે.

હતો આ ચંદ્ર તો કેવો, અરે આદર્શ સંસારી,
સતી ઘરમે સદા રહેતી, વિનોદા તેહની નારી.

વિનોદા સંગતે રહીને, અમીફળને સદા ખાતો,
હવે વિષ્ટા તણા ભોગે, બની ગંર્ધવ અરે ધાતો.
મુકી છે ઉંઘતી નારી, નિશાએ ચંદ્ર તો ચાલ્યો,
ગયો ગુલજારના મહેલે, અજીઠું આજ ખાવાને.
તજી રંભા સમી નારી, ગયો ઉતાર આલમનો,
સારસ્તો કુળનો ત્યાગી, ગ્રહયો છે માર્ગ જાલીમનો.

પ્રસાબ્યો ચંદ્રને પુરો અરે ગુલજારના પ્રેમે,
વિનોદાને ગયો ભુલી હવે ના છુટતો કેમે.
વિધીએ જે લખ્યું હોશે કશો ના ફેર થાએ છે,
ઘણા તપઝી પડ્યા લપસી ઉતરતું એજ આવે છે
ખરે મુંબઇની શેઠાણી બની ગુલજાર તું હાવે,
હવે ગુલજાર પાપોથી હજુ તે બાળશે કંઇએ.
શરમ ત્યાગી બની નીર્લજ પછી શું હોય કહેવાનું
નથી પરવા તને કોની પછી શું હોય કહેવાનું.
હવે ડર દેવનો રાખી કહે તું ચાલશે કયારે,
નથી કંઇ માલ પુછવામાં મઝા માને છે પાપોમાં.
અરે કમબખ્ત નાદાની કરી. તેં પાપમાં પડતાં,
જીગર તું કેમ ચાલ્યું છે વિનોદાને જરા નડતાં.
પુરૂષો પાપમાં પડતા સ્ત્રીઓનો દોષ શાનો છે,
ચઢે કુમારગે નારી પછી એ દોષ કોનો છે.
હવે ગુલજાર મન ધારે વિનોદા આવશે તાબે,
બિહારી મન મનાવાને વિનોદાને લઉ તાબે.
હતી શોખીન વિનોદા વળી સંગીતના નાદે;
વિચારી ઘાટ ગુલજારે ગઈ સંગીતના બ્હાને.
હતી સંગીતમાં પુરી અરે ગુલજાર એ ગુણકા,
વિનોદાને શીખાવાને જતી ગુલજાર એ ગુણકા.

થઇ છે ગોઠડી બેને હવે ગુલજાર વિનોદા;
હંમેશાં આવતી હેતે વિનોદા ઘેર ગુલજારી.
શીખીવતી સાથ સંગીતે રતીનું શાસ્ત્ર હુલાસે,
રસીક એ શાસ્ત્રને રંગે વિનોદા શીખતી હાંસે.
પુછ્યું એક દી વિનોદાને વખત જોઇને ગુલજારી
વદો સાચું વિનોદા આ પતિ તમને ન કયમ ચાહે
તમારા રૂપને ગુણની કદર તે તો નથી કરતા;
પતિમાં પ્રેમની ખામી જશે શુ જન્મ વૃથા,
તમો રંભા સમાં ત્યાગી અવરને એ શું ચાહે છે
છતાં એ તેહની ઇર્ષા નહિ તમને શું આવે છે.
અરે બેની વદે એ શું પતિના દોષ શા જોવા,
ન નિંદા પારકી કરવી નકામા મેલ ને ધોવા.
સતી સ્ત્રીએ કદી નાએ પતિના દોષ જોવાયે;
પતિ આજ્ઞા અનુસરવું સતિનો ધર્મ એ હોયે-
હજુના ભાન દુનીઆનુ વિનોદા ના થયું તમને
કથન છે આપનુ સાચું છતાં અપવાદ તેમાં યે
સતી જે રાખતી રીતી પતિ પણ એમ જો વર્તે
ન હોયે તોજ કહેવાનુ ભલે છો એમ એ વર્તે
પતિ હોયે દુરાચારી જતો વેશ્યા ગૃહે દોડી;
ભલે પતિ દેવ જેવા પણ ગણાયે કીમતી કાંડી.

પ્રભુનો ન્યાય સરખો છે ભલે નર હોય કે નારી
પુરૂષો મન ગમે મ્હાલે સ્ત્રીએ શું કેદ રહેનારી
નથી એ ન્યાયની રીતી, સ્ત્રીઓ શાને હશે બીતી
પુરૂષો જાર રમતા જો સ્ત્રીઓની તજી નીતી.
**યથા રાજા તથા પ્રજા** કહે છે શાસ્ત્ર પોકારી
પતિ જેવા સતી તેવી, રહેવા છે અધીકારી;
વીચારી ન્યાયની વાતો, દુખી એની થતી શાને
પતી તુજ જારને રમતો, તું તો એ મારગે જાને
છબીલો કોઇ ખોળી લે, પુરે મન કામના તારી;
પતીની આશને ત્યાગી, શીખામણ એજ છે મારી
**વિનોદા**–સખી આ શું વદે વાણી સુણીને ક્રોધ ઉપજે છે
પતી મારો દુરાચારી, કદી ના હોય; શું કહે છે ?
કરે પરનારથી યારી સતીનો એ ન મારગ છે;
હવે એ વાત ના ઉચ્ચારો, સતીનો એ ન મારગ છે
**ગુલજાર**–તમો એની નહી માનો, પ્રત્યક્ષ આવો દેખાડુ
પતિ બાહેર તમ જાયે, તમો તે વખ્તે આવોને
સીધાં મુજ ઘેર તો આવો પતિ તમ જે રમે જારી
પ્રત્યક્ષ તે નીહાળાવું ભરમ તમ ભાગશે ભારી
**લેખક**–કહીને એટલુ ઉઠી ગઇ ગુલજાર નીજ ધામે
કરે વિચાર વિનોદા ખરૂં તો શું હશે આમાં

વિનોદા જાણતી હજુએ, હશે ગુલજાર શેઠાણી;
હશે કુળવાનની કન્યા, વળી કો રાયની રાણી.
વિચાર્યું સાંજરે જાવા, પતિના દોષ જોવાને;
પતિ પાછળ ગઈ રાત્રે, પતિના દોષ જોવાને.
હતું વિલાસ મંદીર જ્યાં, વિનોદા આવી ત્યાં રાત્રે;
મલી ગુલજારને જઇને, ગણી એનેજ સુપાત્રે.

મળ્યા ગુલજાર વિનોદા, કરી કંઇ ગોષ્ટી તો છાની;
વિનોદાને પછી લઈને, ગઈ ગુલજાર તો છાની.
જઇને હોલમાં જોયું, રમે છે ચંદ્ર જ્યાં જારી;
થઇ વિસ્મય વિનોદા ત્યાં પતી સહ જોઇ પરનારી.
અતિ વ્યાકુળ થયું તન છે, નીહાળીને વળી પાછી;
બીજા હોલે જહાં આવી સુગંધી કાંઇ સુંઘાડી.

થઇ બેભાન તે વેળા, બિહારી આવીઓ તેવે;
પથારીમાં પડી છે તે, હતી બેભાન જ્યાં તેવે.
વિનોદા છે સતી તેનું અહીં બેલી નથી કોઇ;
હતી ગુલજાર પણ તે તો દુરેથી છે રહી જોઇ.
હવે આરામ લ્યો વાંચક, અધુરી રહી અહીંથી જે
કહે કહલાલકર એવું, પુરી પંચમ થશે ભાગે.

**ભાગ ચોથો સમાપ્ત.**

## ઢોંગી ભુવા જતીઓમાં અને વીલાયતી દવાખાનામાં પૈસાની બરબાદી કર્યા પછી




નામની દવા વાપરવાથી સેંકડો નીસંતાન સ્ત્રીઓએ બાળકની પ્રાપ્તીનો લાભ મેળવ્યો છે.

કદી બાળક ન થયું હોય, અધુરા માસે ગર્ભસ્રાવ થતો હોય, બાળક નીર્માલ્ય મુડદા જેવાં જન્મ પામતાં હોય તો

**ગર્ભસુધા**

વાપરવાથી એ બધા દોષ દુર થઇ જાય છે અને તંદુરસ્ત બાળકનો જન્મ થાય છે.

**ગર્ભસુધા**

ની કીંમત ફ્કત રૂ. ૫-૪-૦ છે. દવા વાપરવા છતાં ફાયદો ન થાય તો પૈસા પાછા આપવામાં આવે છે.

લખો—

બુકસેલર—જદુલાલ નારણદાસ

મુ૰ નડીઆદ

# મુંબાઈની શેઠાણી

યાને

# સુધરેલી સુંદરી

## ભાગ ૫ મો

( ગઝલ )

કર્તા— ગઈતી ઝેર આપીને અરે શેઠાણી એ જ્યારે
હતું ધાર્યું હવે તેણે સીધાવ્યા શેઠતો સ્વર્ગે. ૧
ગઇ તે ઝેર આપીને ચુડીવાળા સહે ફરવા
અધમતા અંગ ધારીને થઇ ગુલજાર તે ગુણકા. ૨
દશા શું શેઠની અહીંઆં થઇ વાંચક વિચારોને
મૂંકીને શેઠને સુતા ગમ્યું જાવું એ નારીને ૩
લઇને સર્વ દાગીના ગઇ દીલદારના સંગે
સુવાડી શેઠને સ્હેજે ગઈ દીલદારના સંગે ૪
સવારે સૂર્ય તો ઉગ્યો દીધેલાં શેઠનાં દ્વારો
નિહાળી પોળના લોકો ઘડે છે કાંઇક વિચારો ૫
ગયા શું શેઠ કો ગામે લઇ શેઠાણીને સાથે
થયા લોકો ઘણા ભેગા ચઢયા વિધ વિધ તે વાતે. ૬
દીધેલી બહારની સાંકળ છતાં તાળુ નથી વાસ્યું
અરે તેથી ખરેખર તો ખરૂં કૌતક હવે ભાસ્યું ૭

ઉઘાડયું દ્વાર લોકોએ પ્રવેશ્યા મહેલની માંહે
જનો ન્યાળી જુવે જ્યાંતો થયા વિસ્મય બધા ત્યાંહે
ઉઘાડી છે ત્રીજોરી તો વળી પેટી પટારાં તો
કરી ખાલી બધાં ખોખાં મુંકયાં છે દુર તાળાં તો
વ્યવસ્થા હિન છે ચીજો જનો જોઇ ચમકતા તે
જનો વિચારતા એવું થઇ ચોરી ખરી રીતે
ગયા સહુ માળ પર જોવા નવીન પણ ત્યાં નિહાળ્યું છે
સુતા છે શેઠ શય્યામાં નજરથી એહ ભાળ્યું છે
સબંધી કો જઇ પાસે જગાડે શેઠને બોલી
ગયું છે ઝેર તો વ્યાપી શકે તે શી રીતે બોલી
અવાચક શેઠને જોઇ જઇ પાસે વળી જોયું
સીધાવ્યા શેઠ તો સ્વર્ગે જઇ પાસે જહાં જોયું
મુખે દઇ હાથ ને જોયું જરા કંઇ શ્વાસ છે ઉનો
ત્વરાથી શેઠને લીધા મુકી આવાસ આ સુનો
દવાખાને જઇ વહેલા કીધા ઉપચાર કંઇ સારા
બધાં અહી શેઠનાં આવ્યાં કરેલા પુન્ય જે સારાં
ક્રમેથી ઝેર ઉતરતું થયું ચેતન શરીરે જ્યાં
ઉઘાડી આંખને જોતાં ખરેખર ભાન આવ્યું તો
બનેલી પૂર્વની બીના બધીએ શેઠ તો ભુલ્યા
હશે શેઠાણી ક્યાં મારી વિચારે શેઠજી ડુલ્યા

ગૃહે જઇને નીહાળ્યું તો બધાં ખોખાં દીઠાં ખાલી
વિચારે શેઠજી મનમાં ગઇ શેઠાણી કયાં ચાલી ૧૮

**શેઠ**—ઉપાડી કે ગયો નકકી અરે શેઠાણીને પૈસો
મુનેતો ઝેર આપીને હરી લીધો બધો પૈસો ૧૯
સતી એતો હતી નારી અરે એ સુંદરી મારી
પતિવૃત પ્રેમથી પાળી રહેતી પાસ તે મારી ૨૦
ઝુરી મુજ માટે એ મરશે કદી જીવ ઘાત એ કરશે
અરેરે હાય એ નારી મુને કયાંથી ફરી મળશે ૨૧
હવે હું શોધમાં જાઉં–જઇ શેઠાણીને લાવું
મળે ના જો કદી કંઇએ ફરી પાછો નહિ આવું ૨૨

કર્તા—વીચારીને દીલે વળતાં બધાં કામો મૂકયાં પડતાં
પળ્યો છે શોધવા પંથે વીતી દીનો વરસ ગણતાં ૨૩
ત્વરાથી સ્ટેશને આવ્યો ટીકીટ લઇ ટ્રેનમાં બેઠો
મુખે શેઠાણીને ઝંખે જીગરમાં ક્રોધ છે પેઠો ૨૪
તરંગો અવનવા કરતો હવે એ ટ્રેનમાં ચાલ્યા
ઘડીમાં લાવું શેઠાણી ગણી મનમાં ફુલ્યા ફાલ્યા ૨૫
વળી જે પરભવે પુન્યો અને પાપો કરેલાં જે
અરે આ જન્મમાં આગળ ખરે આવી ઠરેલા તે ૨૬
હતું એ શેઠને માટે અધુરૂં પૂર્વનું દેવું
વિધિએ બાકી રાખેલું પડયું તે આ ભવે દેવું ૨૭

નટુશા શેઠની ગાડી વસઇની ખાડીમાં આવી
અભાગી શેઠના કરમે બધાંનુ પણ ફર્યું ભાવી ૨

હતી એક ગુડસતો સામી જણાઇ આવતી ચાલી
નિમીષમાં તેજ અથડાણી ન હીકમત કોઇની ચાલી ૨

થયાં એન્જીન ભુકો ભાગી ડબા સરવે ગયા ભાગી
ઉતારૂ કંઇ પડયા દરીએ કંઇ કચ્ચર થયા ભાગી ૩

કંઇ જઇ સ્વર્ગમાં પહોંચ્યા સ્વજનને દુર મૂકીને
પડયા દરીએ ગયા પણ એ જીવ્યાની આશ મુકીને ૩

હવે ઓ વાંચકો મારા ઉતાવળથી જઇ જોઇએ
નટુશાની ગતી શી છે ખબર તેની જરા લઇએ ૩

હતા એન્જીન પાસેના ડબામાં શેઠ બેઠેલા
ખબર તેથી પડી પહેલી ગયા ચેતી અરે વહેલા ૩

વણીકની જાત એવી છે સમય વર્તી બધો જાણે
ઘડીમાં શેઠ થઇ બેસે વળી દેવાળું પણ તાણે ૩

ફસાયે ર.નમાં કોદી થઇને વાંણીઆ ભાઇ
જરૂર છુટી જશે એ તો કહીને બાપ કે ભાઇ ૩

બજારે વાઘથી ભુંડા ફુંકી ચુસી નસો લેશે
વધુ બોજા વળી મારે હસી સાળા વળી કહેશે ૩

વણીકના વખાણ એ સર્વે નટુશામાં હતા પુરા
અગમ ચેતી હતી બુદ્ધિ બધી વાતે હતા પુરા ૩

અહીં જોખમ તણી આવી અણી જાણી નદુશાએ
નજર ખાડી વિષે નાખી દીઠું છે વહાણુ તો ત્યાંએ ૩૮
કહી 'જયકૃષ્ણ' તો શેઠે મુક્યું ખાડી વિષે પડતું
જીવ્યાની આશતો છોડી નદુશાએ મુક્યું પડતું ૩૯
પડયા જ્યાં શેઠ પાણીમાં તહી બાઝી પડયા વહાણે
રહેલા વહાણુના લોકે લીધા એ શેઠને તાણી ૪૦
નદુશાને લઇ નૌકા ગઇ દરીઆ વિષે ચાલી
સુતાતા શેઠ બેહોશે ગઇ નૌકા હવે ચાલી ૪૧
ધર્યાતા દાગીના અંગે બધા તે તો હરી લીધા
હવે નાહ્યા અરે ધોયા સમાએ શેઠને કીધા ૪૨
હતો જે પાસમાં પૈસો લીધો તો ખર્ચ માટે જે
લીધો એતો બધો લુંટી ખરો આ ભક્ષ માને તે ૪૩
કંઈ કાળે વળી શાતા થયા છે શેઠ તો બેઠા
નજરથી ન્યાળી સાગરને મહા ઉચાટતો પેઠા ૪૪
અહાહા શી ગતી મારી થઈ છે આજ દુખકારી
હવે ક્યાંથી મળે નારી બધી ભીડાઇ છે બારી ૪૫
વણીક ચોધાર ત્યાં રડતો વિવિધ વીલાપ તે કરતો
મ્હને ઉતારશે ક્યાંતો હશે આરામ શું ત્યાંતો ૪૬
વણીકની આ દશા જોઈ બધાએ પાસ આવીને
રડો શાને તમે ભાઇ દુખે ઉદગાર લાવીને ૪૭
બચાવ્યા જીવતા મરતાં છતાંએ કેમ છો રડતા
અમારી સાથ આવોને રખે અમથી તમે ડરતા ૪૮

રડી આંખો કરી રાતી પુછે છે શેઠ ધીરેથી
મુને કયાં લઈ જશો ભાઇ ન ઉતર્યું દુખ શીરેથી
હતો મુંજ પાસ જે પૈસો બધોએ કયાં ગયો તેનો
નથી પતો મુને લાગ્યો જરા ઉચાટ છે તેનો
વળી ઉચાટ છે બીજો લઇ નારી ગયો કોઇ
જતો હુ શોધવા તેને દુખે તેને રહ્યો રોઇ
અચાનક આંહી આવ્યો છું ગતી મારી થશે કેવી
કર્યો નિશ્ચય હવે જગ્યા સ્વીકારી સ્વર્ગની લેવી
દુખોમાં દીન વીતાવ્યા ઘડી ના સુખની આવી
દગો રાખી અરે મારૂં વિધાતાએ ઘડયું ભાવી
તમારા ચર્ણમાં મારૂં હવે માથુ પડયું આવી
પ્રભુ બદલો બધો દેશે ઉગારો રહેમ જો લાવી
સુણી આ શેઠની વાણી વસેલા વહાણના લોકો
વદયા વાણી વળી એવી સરસ આ જોઇને મોખો
ધીરજ તુ ધારજે ભાઇ નથી ધોખો અહી કાંઇ
અચાનક તુજને અર્પ્યો અમારા વહાણની માહી
પડયો તું તો પ્રભુ ખોળે હવે તું જાણજે એવું
સુખે તુ જીંદગી જાશે દુખોનુ નામ ના લેવું
વળી કો આવશે બંદર તહા ઉતારશું તુજને
પછી મન ચાય ત્યાં જાજે બધીએ છુટ છે તુજને
વળી શાતા સુણી વાણી અરે એ શેઠને હાવે
મળીને સર્વને રહેતો બધી વાતો કરે ભાવે

મહા સાગર વિષે નૌકા મજલ એ કાપતી જાતી
અનેરી શેઠના મનમાં અરે આશાજ ઉભરાતી ૬૦
ઉતરશું બંદરે જઇને પછીથી ચાલતા જઇશું
કમાણી કંઇ કરીશુંને ખરચ એ મેળવી લઇશું ૬૧
પછીથી ગાડીએ બેસી મુસાફરી દેશમા કરશું
વળી ગૃહ દેવીને માટે બધાં તીર્થો ફરી વળશું ૬૨
ત્રીલોકે તે ગઇ હોશે તહાંથી લાવશું તાણી
નરાધમ તેહને મારી ભરાવું હુ હવે પાણી ૬૩
લઇ એ સુંદરી સંગે જઇ મુંબઇ તણા મહેલે
રમીશું લ્હેરમાં રેને ચુમીએ ગુલચમન ગાલે ૬૪
ભુલ્યા છે ભાન એ તનનું સમજતા મહેલમાં બેઠા
અરે આ વહાણ સાગરની બધી બાબત તજી બેઠા ૬૫
કરે શેઠાણીની પાસે અરે વાતો વળી જેવી
હતી કર નેત્રને મુખની થતી ચેષ્ટા બધી તેવી ૬૬
પડયો હંટર તણો ફટકો અરે એ શેઠની પુંઠે
વિચારોનાં વમળ તોડી, પોકારી શેઠ તો ઉઠે ૬૭
નજરથી મહેલ નાઠો છે ગઇ શેઠાણી છે નાસી
જુવે છે શેઠ ન્યાળી તો; વિચારે છે દશા આરી ૬૮
લઇ હંટર ઉભો સામો; અરે યમદુત જેવો કો
વદયો વાણી તહાં વળતો સુણો ઓ શેઠીઆ લોકો ૬૯
અમારૂ આ સ્થાન આવ્યુ ઉતારો ત્યાં તમારો છે
તમોને ત્યાં લઇ જઇશું ઇરાદો એ અમારો છે ૭૦

ત્વરાથી પાછળે આવો, જરા સંદેશ ન લાવો
તમારો આંહીના ચાલે કદી હા, ના તણો દાવો
સીતમ તમ પર ગુજારીશું કરીશું દીલ ધારીશું
વધુ ચકચાર જો કરશો, વગર મોતેથી મારીશું
અમલ અહિંઆં અમારો છે અમો સરકાર પણ અહિંના
અમારી આણુ અહિં ફરતી અમોને કો કહે કંઇ ન
અમે તો ચાંચીયા લોકો અમારો એજ છે ધંધો
હું તો સરદાર છું તેનો અમારો એજ છે ધંધો
તમારી પાસનો પૈસો બધો લુંટી લીધો પુરો
તમોને વેચશું જ્યારે બધો સોદો થશે પુરો
બધુએ શેઠ જ્યાં સમજ્યા થયા બેહોશ જાણીને
તહાં હંટર તણા ફટકા લગાવ્યા પીઠે તાણીને
ઝડપથી શેઠ તો ઉઠયા ઊતરીયા વહાણુથી નીચે
થયા આગળ પુછયા વિના, દુખેથી દાંત તો ભીંચે
ઝ તો પાછળ ધીમે ધીમે અરે સરદાર એ શોખે
જતાં અહિં શેઠજી મનમાં વિચારો ભાવીના ગોખે
હતી વસ્તી ઘણી થોડી બધાએ માછી લોકોની
ઉજાળી વર્ણની ત્યાંતો બીજી વસ્તી ન'તી કોની
નીકળીઆ બહાર વસ્તીની નટુશાને ઉભા રાખ્યા
અતિશય સ્નેહ દાખીને કસી પાટા વળી બાંધ્યા
નટુશાને લીધા દોરી પુંઠે સરદારની જાએ
અરે ક્યાં જાય છે દોરી નટુશાથી ન જોવાએ

હતી નિર્જન ભુમિ આતો નટુશા તો અનુમાને
પગે કાંટા અને કંકર ઘણાએ ચાલતાં વાગે ૮૨
પડે ખાડે ચઢે ઢાળે નહી દીશા કંઇ સુઝે
ઉઝરડા અંગમાં થાએ છતાં કો ના ખબર પુછે ૮૩
નટુશા ધારતા મનમાં કુળા કીસ્મત તણી કેવી
કહાં મુંબઇ તણા મહેલો હવા કયાં રાનની લેવી ૮૪
વતન કયાં સાગરે મારૂ કહાં જીવન તણી દોરી
અધુરી આપદા અહીંઆં લીધી હાથે કરી વ્હોરી ૮૫
લઇ એ ચાંચીઆ લોકો અરે એ શેઠને જાતા
મહા જંગલ તણા રસ્તે ઉમંગેથી અરે જાતા ૮૬
કરી છે શેઠની આંખો પ્રથમથી બંધ બાંધીને
ન રસ્તે તે જઇ જાણે કદી અનુમાન બાંધીને ૮૭
અરે તે દીનભર ચાલ્યા રવી પણ મેળ બેઠો છે
અહીંઆં શેઠના મનમાં મરણ ભય સ્હેજ પેઠો છે ૮૮
હવે જીવ્યા તણી આશા નટુશાએ વળી છોડી
પ્રભુનું નામ ઉચારે હવે એ હાથને જોડી ૯૦
પુરો અંધકાર જ્યાં જામ્યો નટુશાને ઉભો રાખ્યો
વળી તે આંખનો પાટો પછી છોડી ધીરે નાંખ્યો ૯૧
નિહાળે છે નટુશા તો મહા જંગલ દીઠુ ત્યારે
વળી અંધકાર દેખીને બહુ ગભરાય છે ત્યારે ૯૨
ઉભા છે ચાંચીઆ લોકો દીઠા છે એ નટુશાએ
થયો ભયભીત ભારે એ પ્રભુ આ શું હવે થાએ ૯૩

નટુશાને લઇ સાથે પછી એ ચાંચીઆ ચાલ્યા
જઇ થોડે દુરે ઉભા વળી છે શેઠને ઝાલ્યા ૯
ઉપાડી એક ત્યાં શીલા ગુફા માંહી સહુ પેઠા
વળી ત્યાં શેઠને પહેલા અરે આગળ કરી દીધા ૯
હતું ત્યાં ઘોર અંધારૂ કર્યો પ્રકાશ દીવાનો
ગુફામાં ઉતર્યા સરવે સરળ છે માર્ગ જાવાનો ૯
હતી સીડી ચણેલી ત્યાં વળી છોબંધ વાળી તે
નટુશા સાથ એ લોકો બધા સંભાળીને ઉતરે ૯
ઉતરતો જેમ ઉંડે તે બધું બિહામણું લાગે
સરસ તો કામ શોભીતું નટુશા જીવતો ભાગે ૯
ગયા ઊંડે ગયા ઉતરી તહાં ચોગાન તો આવ્યું
બનાવ્યા હોલ ચોપાસે નજર જન કોઇ પણ નાવ્યું ૯
સુશોભીત પુષ્પની વાડી વળી છે હોજ પાણીનો
છતાં ઉચ્ચાર ના થાએ અરે કો પ્રાણી વાણીનો ૧૦
શીટી સરદારની વાગી અરે એવે સમે ત્યાં તો
અરે જન એક ત્યાં આવ્યો સુણ્યો એ સાદ છે જ્યાં તો ૧૦
ઉભો કુર્નીશ બજાવીને હુકમ સરદારનો સુણવા
વળી સરદારને એતો ગયા કંઇ વાતને કરવા ૧૦
કરીને વાત તે આવ્યા ગયો સરદાર એ ત્યાંથી
ઉઘાડી બારણું બીજુ ગયો સરદાર એ ત્યાંથી ૧૦
બીજા જે ચાંચીઆ લોકો નીમેષે તેજ વેરાયા
હવે આંહ શેઠની ડરથી બધી કંપી રહી કાયા ૧૦

રહયો નોકર હતો પેલો લઈને શેઠને ચાલ્યો
જુદો એક હોલ ઉઘાડી મહીતો શેઠને ઘાલ્યો ૧૦૫
ગયા સહુ ઠામ પોતાને નટુશા કેદમાં નાંખી
ન ખાવા કે પીવા કેરી કશી દરકાર ના રાખી ૧૦૬
ભુખે દુખે વિતાવી છે નટુશાએ બધી રજની
અહિ એ સાંભરી પેલી અટુલી એકલી સજની ૧૦૭
સવારે સુર્ય તો ઊગ્યો અહીં પ્રકાશ પણ આવ્યો
નટુશા તે રહયો જોઇ નીકળવા તે નહી ફાવ્યો ૧૦૮
ઘડી દીન એ ચઢયો જ્યારે તહાં સરદાર તો આવ્યો
નીરખતાં નોકરે આવી સરસ સોફો છે બીછાવ્યો ૧૦૯
અનુચર એક હુકમથી ચપળતાથી ગયો ચાલી
ઘડીમાં આવીયો પાછો લઇ એક સુદરી ઝાલી ૧૧૦
અહાહા રૂપ તેનું શું ભભુકી તે રહ્યું તેજે
શશીથી સુંદરી ચડતી નીહાળી આજએ તે જે ૧૧૧
વરસ તે સોળની એતો ખીલેલી એ કળી સમસી
રહી છે દુખમાં તોએ રહી અમી ધારતો વરસી ૧૧૨
પ્રવરશા હોઠ છે રાતા ભ્રમર શું કાળુ લાછન છે
ગુલાબી ગાલમાં ખાડા પડયા દુખે કહ્યું તન છે ૧૧૩
છતાં સૌંદર્યમાં ખામી જરા ના આવતી જોતાં
સુકાયાં નેત્ર છે કુણાં અરે બાળા તણાં રોતાં ૧૧૪
હતો સરદાર જ્યાં બેઠો તહાં બાળા કીધી ઉભી
હતો જમદુત જેવો જ્યાં બીચારી બાળા ત્યાં ઉભી ૧૧૫

વધારી દેહ સરદારે થયો જાડો અતિશય તે
વળી કાળો હતો એવો ખરો કાજળ તણો કટકો ૧
વસે જેમ મેઘમાં વિજળી દીસે એ સુંદરી તેવી
અસુરો હાથ આવી છે ખરે સાક્ષાત એ દેવી ૧
વદયો સરદાર ત્યાં વાણી થશો કે મહારાં રાણી
મુકીને આંબળો મનનો ભરી આશા વદો વાણી ૧
સ્વીકારી લે ગણી તારો અમારો હાથ આવ્યો છે
પરણવા તાહરી સાથે તને તો આંહિ લાવ્યો છું ૧
વદી નારી તહાં વાણી અતિશય ક્રોધ લાવીને
પ્રપંચી કાંઇ ના વળશે મનેતો આંહી લાવીને ૧
દુખેથી દેહ આ પાડુ છતાં તારૂં નહિ ચાલે
પ્રભુ તુંજ કૃત્યનો બદલો જરૂર તુને હવે અલે ૧
મુને દુખ રીબાવો છો પ્રભુ એ ના શકે સાંખી
અહી એકાંત ના જાણો પ્રભુ આહી રહયો ઝાંખી ૧
સુણી સરદાર તો બોલ્યો પ્રભુ તારો નહી આંહી
નહિ માને બલીદાને હોમાસે કુંડની માંહી ૧
અમો નવરાત્રીનો ઉત્સવ જઇને મંદીરે કરશું
તહાં સો જીવના ભોગો જઇને દેવીને દઇશું ૧
ઉગરવું હોય જો તારે કહ્યું તું માનજે મારૂ
નહિ તો જાનથી મરતાં જીવન એળે જસે તારૂ ૧
સુણી વાણી બધી એની વિચારે સુંદરી મનમાં
અહી કોઇ નથી મારૂ મરણ છે આખરે મનમાં ૧

કપટ જોઉં કરી તેમાં ફળે જો કામ ત્યાં મારૂં
નાહ તો હાથથી મરવું ખરૂ છે વૃત એ મારૂં ૧૨૭
વિચારીને વદે વાણી સુણો સરદાર ઓ શાણા
અતિ આગ્રહ તમારો છે સ્વીકારૂ હુ તમો શાણા ૧૨૮
મુને ત્રણ માસનું વૃત્ત છે પછી તમ સાથ હું પરણું
પુરી આશક તમો પર છું તમારા ગુણ શા વરણું ૧૨૯
બધી દ્યો કુંચીઓ સોંપી છુટી મુકો મને આંહી
ખુશીથી ખાઇને તત્પર થવું ત્રણ માસની માંહી ૧૩૦
ફુલ્યો સરદાર વાણીથી ભુલ્યો તે ભાન વાણીથી
હતો જે વજ્રથી ભુંડો વધુ પીગળ્યો એ પાણીથી ૧૩૧
દીધી કુંચીઓ બધી સોંપી છુટી એ સુંદરી મુકી
બતાવ્યા છે છુપા રસ્તા વળી મીલકત બધી સુપી ૧૩૨
હવે આ સુંદરી ખાતી છુપી એ બાતમી રાખે
છટકવા ખોળતી બારી ઘણી હીંમત હજુ દાખે ૧૩૩
છતા ના લાગ તો ફાવે કદાપી તેહ પકડાયે
અરે એ બીકથી પાછી ચઢીને તે પડી જાએ ૧૩૪
રહયા ત્રણ માસમાં થોડા દીનો બાકી વળી આડા
હવે મરવા તણી આશા ધરી રહી શોકથી બાળા ૧૩૫
નીરાશાથી હતી બેઠી અરે એક દીન તે બાળા
નદુશાએ કરી શાને બોલાવી પાસ તે બાળા ૧૩૬
તહાં બાળા ગઈ પાસે ઉઘાડી ઓરડી દીધી
પૂછીને વાત પ્રેમેથી બધી ઓળખ કરી લીધી ૧૩૭

નટુશા બહાર આવીને સજી સાડી લીધી અંગે
સજાવ્યાં સત્ર પોતાનાં અરે એ સુંદરી અંગે ૧૩

હતી સરદારની આજે પરણવાની અરે અવધી
ઉમંગે તેહ આવ્યો છે મલાજે સુંદરી બેઠી ૧૩

ઝીણા સ્વરથી વળી બોલી નટુશા સુંદરી રૂપે
પુરૂં વ્રત આજ કરવું છે, ભરો કાષ્ટો પુરાં કુંડે ૧૧

કહ્યું તે સર્વ કીધું છે મહી એ સુંદરી હામે
આહં સરદાર તો ઝુરે મદન વ્યાપ્યો પુરો રોમે ૧

વિરહના તાનમાં ગાતો, મને તો મોહના માતો
સુણો વાચક તમે મારા હતો એ શું હવે ગાતો ૧

**સરદાર—** —ગાયન—

વ્હાલાં વહેલાં આવોરે, દયા દીલમાં લાવોરે—
કાપ પડયો કાળજે હે

નયન કટારી મારીરે કર્યો મુને આજારીરે,
કાપ પડયો કાળજે હે

સાખી—સજ્જનનો એ ધર્મ છે, દે યાચકને દાન;
કાયા કર અર્પણ મને, થાશે તુજ કલ્યાણ.

ડંકો મૃત્યુનો વાગેરે, સરાપ મારા લાગેરે,
ચીર્યું તે મારૂં ચીતડું હો

ઝુરી ઝુરી હું મરતોરે, મદન તાપથી બળતોરે,
ચીર્યું તે મારૂં ચીતડું હે

સાખી—પ્યારી પીંગળા માહરી, હું તારો હયપાળ;
સદેવંત હું તો બન્યો, સાવળીંગા તું નાર.

લયલા—કહ્યું મુજ માનોરે, મજનુ બન્યો દીવાનોરે
કાપ પડયો કાળજે હોજી
ફરહાદ ઝુરૂં હું તારોરે, શીરીન બની ઉગારોરે.
કાપ પડયો કાળજે હોજી
સાખી—રંભા કહું કે ઉર્વશી, મુખ પુર્ણીમા ચંદ્ર
તેવું રૂપ છે માહરૂં સ્વર્ગ તણો હું ઇંદ્ર.
ગુલે બંકાવલી મારીરે, ટળવળાવો ન ખાલીરે,
કાપ પડયો કાળજે હોજી
ભેટો ભાવથી વ્હાલીરે, પાઓ પ્રેમની પ્યાલીરે,
કાપ પડયો કાળજે હોજી
પુરૂં ગાયન થયું તેનું પણે પણુ હોમ પુરો છે
પુરો પ્રજળ્યો હવે અગ્ની તહાં સરદાર બોલાવ્યો ૧૪૩
પ્રથમ પુજા કરી તેની નટુશા સુંદરી વેશે
કહે સરદારને હાવે કરૂ પ્રદક્ષણા ભાવે ૧૪૪
કહીને પાછળે ફરતાં કરી સરદારની ઝાલી
ઉપાડી કુંડમાં નાંખ્યો લીધો હુતાસને ઝાલી ૧૪૫
ઘડીમાં ખાખ તો કીધો નટુશા સાચવી ઉભો
બધા ઉચાટને ત્યાગી નટુશા નિર્ભયે ઉભો ૧૪૬
પ્રીય પાઠકો હાવે અહીં આરામ તો લ્યોને
કહીશું ભાગ છઠ્ઠામાં અહિં આરામ તો લ્યોને ૧૪૮
કહે કઠલાલ કર એવું, અધુરી જે રહી આંહી
અતિ રસ પુર્ણ છઠ્ઠામાં, કહીશું તે વળી ત્યાંહી ૧૪૮

# વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો

# મુંબાઈની શેઠાણી

## ભાગ ૬–૭–૮

( ગજલ )

અહિં ગુલજારને પંજે વિનોદા તો ફસાઇ છે
જનાધમ નાગણી નારી, ખરેખર એ કસાઈ છે.
હજારો કુળવધુઓની અહિં લજ્જા લુંટાયે છે,
સતિ કે શંખણી નારી, બધી અહિંઆ ફસાયે છે,
મહા કમજાત એ કુલટા, ગણે ના પાપ તેમાં તો,
તથાપી તે ગણી ધંધો, ગણે રોજી એ જેમાં તો.
સતીત્વે છે સુરી સ્યામા, વિનોદા એજ આવી છે,
હવે હિણુ ભાગ્યથી તેને, ભુલાવી તેહ ભાવી છે.
સુંઘાડી કંઇ દવા તેને, ઉઘાડી તો દીધી તેને,
તજાવ્યું ભાન વિનોદા, હવે ના શુદ્ધિ છે તેને.
વિતાવ્યો કાળ કંઇ એવો, બધુંએ શુન્ય ભાસે છે,
વિનોદાને અરે અહિંઆં હવે તો જીવ શ્વાસે છે.
અસર ઓછી દવા કેરી, ધીમે ધીમે થવા માંડી,
નયન ઉગડયાં ધીમે રહીરે, ધબકવા નાડી તો માંડી.

ઉભી ગુલજાર તો ભાવે, વીજનથી વાયરો નાખે,
બીહારી પણ ઉભો પાસે, મુખે ના કોઇ તે ભાખે.
વિનોદાને વળી શાંતિ, હતી ભયભીત પણ કાંતિ,
ઉઘાડી આંખ તે જુવે, હૃદયમાં તે ધરી ભ્રાંતિ.
દીઠી ગુલજારને બેઠી, વિનોદા ધીર તો લાવી,
વદી બેની અહો મારી, દશા શી રીત થઇ આવી.
જરા પાણી પછી પીધું, વળી ખાવા કંઇ દીધું,
ઉઠાડીને પથારીથી પછી મુખે થકી કીધું.
વદી ગુલજાર મોઢેથી, અહો બેની ? અહો બેની ?
થયું શું તુજને આતો, ખબર પડતી નથી તેની.
અમારા હોશ તો ઉડયા, દશા તારી નીહાળીને.
થઇ મુઝવણ ઘણી ભારે, તુને બેભાન ભાળીને.
હવેના શોચશો બેની, પ્રભુએ સારૂ કીધું છે,
કરીને પૂર્ણ ઉપકારો, તુને જીવન દીધું છે.
પતિ કુછંદમાં દેખી, તુને આ રોષ આવ્યો તો,
ભુંડી આતો સખી તારી, તુને સંદેશ કહાવ્યો તો.
ક્ષમા ઓ બેન તું કરજે, દીલે કંઇ ધ્યાન તું ધરજે,
વિચારીને ડગો ભરજે, પતિ પરના ફીટી મરજે.
દુઃખે તુજ દીલ શોષાતું, પતિ તુજ દીલ દોષાતું.
રમે જારી ખુલી બારી, સખી મારી ખુશીથી તું.

હુવે તુંજ વ્હેમ મેં ટાળ્યો, બતાવીને નજરથી તો;
મુને તું દુઃખની જ્વાળા, જીગર માંહે પ્રજળતી તો.
મધુરી દેહ આ તારી, ખીલી વાડી સમી સારી;
કરી હાથે સખી મારી, સુકાવે તું વિના માળી.

**વિનોદા—**

વિનોદા ત્યાં વદી વાણી, સખી તું શું અહીં બોલે;
બધીએ વાત છે ખોટી, ખુરૂ અંતર અહીં ખોલે.
પતી મારો રમે જારી, થશે તે જાતને ભારી;
મુને કાંઈ સખી મારી, નથી થાતી એ બિચારી.
પતિના દોષ ના જોવા, સતીને શાસ્ત્ર એ કહે છે;
થવું પતીભકિતમાં રાજી, સતીને શાસ્ત્ર એ કહે છે.
પતીના દોષ જોવાથી, વને વાગોળ તે થાતી;
પછીથી નર્કમાં તે તો, યમોથી તેજ નંખાતી.
પતીના કર્મ તો જોવાં, સતીનો ધર્મ ના એવો;
પતી આજ્ઞા શીરે ધરવી, સતીનો ધર્મ છે એવો.
અરે તેથી સખી મારી, નથી લેવા નથી દેવા,
પતીને કંઇ ના કહીએ, કરીશું એ પતી સેવા.

**ગુલજાર—**

ભલે તું બાઈ તે કરજે, પરંતુ આંહિ સાંભળજે;
ખરૂં લાગે દીલે ધરજે, બીજું એ સર્વ પરહરજે.

કરી તેં શાસ્ત્રની વાતો, બધી એ મેં સુણી છે તો
બધાં પોથાં ખરાં થોથાં, અનુભવથી ગણ્યાં મેં તો.

જીવન છે આપણું જો તું, વળી મધમાખીને ગમતુ
ભરાએ વીધવિધ જાતી, ચુસે છે એજ મધમાખી.
હજારો પુષ્પને સેવે, વિવિધ રસની થઇ ભોગી;
મઝા એ માણુતી હૈએ, વળી રસ વીધ આરોગી.

સખી તો આપણે શાને, મુંઝાઇ તો હવે મરવું;
પુરૂષો જે કરે તે તો, સ્રીઓએ પુંઠે સંચરવું.
નથી કો શાસ્રમાં ભાખ્યું, નરોએ એવું આચરવું;
તથાપી તે કરે એવું, સ્રીઓએ કેમ ના કરવું.

વિચારી જો હવે જાતે. થશે તું શ્રેય તે વાતે;
અવર નર એક ખોળી લે, દુખીના તું હવે થાતી.
જવા દે વાત એ તારી, નઠારી એ મને લાગે;
વિચારો તાહારા માટે, બધા ઉંચે હવે ભાગે.

તને કુળવાન મેં ધારી, કીધી ત્યારે હતી યારી;
જણાતાં નેમ આ તારી, તુને નીચ જાત મેં ધારી.
હવે બસ નામ ના લેતી, મુને શું દાબ તું કેતી;
દબાવે શું અરે સ્નેહથી, મુને ના કાંઇ તું દેતી.

મુને હાવે ગૃહે મારા, મુકી તું આવને દારા;
પતિ શોધે મુને મારા, થશે બેહાલ તે તારા.

સખી શાણી તજો આશા, હવે એ ઘેર જાવાની;
રહો અહિં રંગમાં રોજે, થઈ તે એજ થવાની.

ઉડાવો બહાર યૌવનની, મીલાવું યાર મન માન્યો;
બધું આતો તમારૂં છે, જરા અંતર મહી માનો.

અરે કુલટા દગો દીધો, પુરો કેડો ખરો લીધો;
ફસાવી તેં પુરી દીધી, પુરો કેડો ખરો લીધો.

અરે રંડા કરે ફાવ્યું, નહિ એ અર્થ સરનારો;
તથાપી તેહમાં નકકી, જશે આ જીવડો તારો.

સતી શાણાં ધીરજ રાખો, જશે ના જીવતો મારો;
મીલાવું યાર તો સારો, ગણો એ પ્રેમથી પ્યારો.

વદે ગુલજાર જ્યાં એવું, ચુડીવાળો તહાં આવ્યો;
કશું ના જાણતો તે તો, અચીંતો એજ ત્યાં આવ્યો.

વિનોદાને નિહાળે છે, ખુશી થઈ એજ ભાળે છે;
અહા! ગુલજાર આ મારી, સરસ કો ભક્ષ પાળે છે.

હશે મુજ માટ એ લાવી, અહાહા! સુંદરી સારી;
ખરી રંભા સમી નારી, નહી જીવન ભરે ભાખી.

કહે ગુલજારને તે તો, સલુણી સુંદરી આ તો;
ભલી મુજ માટ એ લાવી, ખરેખર પ્રાણ તલસાતો.

મુને ખુશી થઇ દેને, બનું હું રંગમાં રાતો;
અરે આ પ્રાણ અચકાતો, પડું થંડો થયો તાતો.

વદી ગુલજાર એ સુણી, અહા ? ભડવા તણા ભાઃ
જરા વિચાર ના કરતો, બણુચક શું બકે આંહી.
કપાળે કર લગાવી જો, નકર્મે તુજ એ નારી;
હશે ઉસ્તાદ આલમનો, રમે આની સહે નારી.
ગીરી પર પદ્મ જો ખીલે, રવી પ્રાચી કદી ભુલે;
અહાહા ? તોજ તું આની, સહે વિલાસમાં ઝુલે.
વદી ગુલજાર તો એવું, કરીને સાદ બોલાવ્યો;
બનીને ફાંકડા વેશે, બીહારી તર્ત ત્યાં આવ્યો.
ઉઠી ગુલજાર ત્યાં રીશે, બીહારીને લઈ સાથે;
ચુડીવાળો ઉભો છે જ્યાં, પડયો તેને જઈ બાથે.
અતિષે માર તો માર્યો, ચુડીવાળો પુકારે છે;
હતો આ મહેલ એકાંતે, ન કોઇ આંહી આવે દે
પછી તેને લઇ ત્યાંથી, કર્યો સ્વાધીન પોલીસને,
વધુ શિક્ષા કરે જેથી, દીધી છે લાંચ પોલીસને.
ગયાં ગુલજાર બીહારી, વિનોદા એકલી બેઠી;
હવે વાંચક તમે મારા, જરા તો આંહી આવોને,
વિનોદા ઘેર શું થાતું, .જરા તે જોઇ જાવોને.

## વિનોદાની શોધ

પતિ જે છે વિનોદાનો, રૂડા એ ચંદ્રને નામે
ગયો ગુલજારના ઘરથી, હતો આવ્યો કુડા કામે.

રમી જારી ગૃહે જાતાં, ઘણો પ્રસ્તાવ આવે છે,
કર્યું નીચ કર્મ આ જેથી, વિચારો કંઇક આવે છે.

અહા રંભા સમી નારી, પતિની ભકિત કરનારી,
તજી તેને ગૃહી કુલટા, મતી ઓ શી થઇ મારી,
કરી એ મેં ગુનેગારી, સતી જો જાણશે મારી.
પુરી કમબખ્તી થાનારી, ગતી ત્યાં શી થશે મારી.

પ્રભુ દરબારમાં જઇને, જવાબો શા હવે દેવા,
જુઠાણું ના નભે જરીએ, જવાબો શા હવે દેવા.
અરે હું ઘેર જાઇને, બધીએ વાત ગાઇને,
પછી માફી વિનોદાની, લઉં હું પાય લાગીને.

સતી માફી મને દેશે. પ્રભુ પણ તોજ તે દેશે,
થયું તે ના થવાનું છે, કહેવાનું કંઇ કહેશે.
ગયો વિચારતો એવું, અરે એ ચંદ્ર નીજ ધામે,
દીઠાં એ દ્વાર દીધેલાં, પ્રવેશે તે જહાં સામે.

કર્યા ટહુકા ઘણા તેણે, છતાં ના બોલતું કાંઇ,
વિમાસે ચંદ્ર ત્યાં ઉભો, વિષમ ઘટના બધી જોઇ.
વિનોદા કયાં ગઇ હાયે, પુછી પાડોશીને જોયું,
ખબર ત્યાંથી મળી એવી, સુણો જેવું અમે જોયું.

હતી આવી અહિં બાઇ, વિનોદા તે સહે ગઇ જે,
હતી ગુલજારને નામે, સહે તે બાઇને ગઇ છે.

ખબર બીજી નથી અમને ભલે ને શોધવા જાઓ,
સીધાવો ત્યાં તમે ભાઇ, નહિ ખોટી હવે થાઓ.
સુણી પાડોશીની વાણી, થયો છે ચંદ્ર વિસ્મય તો,
અરે હાયે થયું આ શું, રહ્યો છે ત્યાં મહાભય તો.
જહાંથી આવું છું હું તો, ગઈ છે ત્યાં વિનોદા શું !
સતિત્વે એ હતી સુરી, ગઇ એ ત્યાં વિનોદા શું !
પડે કાજળ તણી કોઠી છતાં ના ડાઘ લાગે શું !
ઉઘાડી અપ્સરા ફરતી છતાં ના કામ જાગે શું !
વિકટ વનમાં સીંહો પાસે જતાં ના પ્રાણ ત્યાગે શું !
મહા સંગ્રામમાં જાતાં અરે ના કેમ વાગે શું !
પડે પાવક તણી જ્વાળા અરે ના કેમ દાઝે શું !
પડે દરીઆ વિષે કુદી મગર ના કેમ ખાઝે શું !
છુટયું દાણી ગૃહે ગાડું અરે ના દાણ માગે શું !
કસઇને ઘેર ગઇ ધેનુ, અરે ના પ્રાણ ત્યાગે શું !
અરેરે હાય એ રીતે ગઇ ગુલજારના ઘરમાં,
વિનોદા તે હવે હાયે પડી ગુલજારના કરમાં.
વિભળ એ શું થઇ હોશે ભુલી એ તો ગઇ શાથી,
પડી મુજ કર્મની શંકા ગઈ તે આ ઘડી શાથી.
વીચારો કંઇ કરે મનમાં જતો રસ્તે મહા શોકે,
જવાબો ના કંઇ દેતો પુછયું રસ્તે ઘણા લોકે.

દીઠો ચંદ્ર તહાં સામો, સીપાઇ એક આવે છે;
નીકટ આવીઓ તેવે, ખબર તે કંઇક લાવે છે.
બોલાવી ચંદ્રને પાસે, કહ્યું જઇ કાનમાં તેણે;
કહી વીગત બધી વરણી, દીધી છે બાતમી તેણે.
ક્રોધાતુર ચંદ્રનો ચહેરો, થયો આ વાત સુણીને;
ગયું શર્વાંગ તો કંપી, અરે આ વાત સુણીને.
વધારીને ગતિ ચંદ્રે, ગૃહે ગુલજારને ત્યાં તો;
જવા માંડયું હવે તેણે, વસી ગુલજાર છે જ્યાં તો.
જઇને ગેટમાં પહેલાં, સુણાવી વાત તો દીધી;
વળી પોલીસ તો ત્યાંથી, વિશેષે સાથમાં લીધી.
ગૃહે ગુલજારને પહોંચ્યા, સીપાઇનો રચ્યો ઘેરો;
ભરી બંદુક તલવારે, સીપાઇનો રચ્યો ઘેરો.
વળી આજ્ઞા દીધી એવી. નીકળતા બહાર તે જનને;
કરીને કેદ તો લેવો, ખરેખર જીવતો તેને.
લઇ ફોજદારને સાથે, પ્રવેશ્યો ચંદ્ર તો માંહે;
સુનુ ઘર તેહને ભાસ્યું, બધું નિર્જન હતું ત્યારે.
અજાયબ તે થયા જોઇ, ગઈ ગુલજાર કયાં નાસી;
વિનોદાની ગતી શી છે, નિસાસા નાખતાં ધારી.
અરે એવે સમે ત્યાં તો, સિપાઇ દોડતો આવ્યો;

વળી વાતો નથી લાવ્યો, ખરી એ બાતમી લાવ્યો.
વદે સિપાઇ સાહેબને, નકામા શું રહ્યા જોઇ;
અહિં મોટર વિષે બેસી, ગયાં છે ત્રણ જણાં કોઇ.
ગયા રસ્તે સરીતાને, નથી ઘરમાં હવે કોઇ;
પકડવાં હોય તો તેને, રહો નહિ આંહિ તો જોઈ.
સુણી સાહેબ તો ચાલ્યા, સહે તો ચંદ્રને લઈને;
લીધાં મોટર કરી ભાડે, વિનોદા બ્હાર કરવાને.

ત્વરાથી દોડતી મોટર, નદી ઉપર હવે આવી;
નહિ ત્યાં કોઈને દીઠું, ચકરીઓ ચંદ્રને આવી.
દિલાસો આપતાં બોલ્યા, હવે સાહેબ ચંદ્રને;
ધીરજ રાખો તમે ભાઈ, વિનોદા સોંપશું તમને.
કહી અધીકારી એ ઉતર્યો, નદી તીરે નીહાળે છે;
અહીંઆં ચંદ્ર તો છાનો, અરેરે જીવ બાળે છે.

મતી ક્યાં આ સુજી મુજને, ગયો કુકર્મ કરવાને;
ગયો ભુલી અરે હું તો, પ્રભુના નામે ડરવાને;
મને બદલો દીધો તેનો, પ્રભુએ એ ગણી ગુનો;
અરેરે હાય શું થાએ, વિનોદા વીણ હું સુનો.
હતી કોમળ અરે કાયા, નીકળતી બહાર ના કો દિ;
હશે ક્યાં એ સતી નારી, વિમાશે રાહ એ જોતી.

નદી તીરે નીહાળે છે, વળી સાહેબ તે પોતે;
અતિ આઘે જતી નૌકા, પડી દ્રષ્ટે જરી જો તે.

મનુષ્યો ત્રણ બેઠા છે, ત્વરાથી હાંકતો હોડી;
નીધીમાં તે જતી વ્હેતી, સમીરે સાથે તે દોડી.

વને હરણાં કુદી જાતાં, નીધીમાં હોડલી તેવી;
થતી અદ્રશ્ય તે ધીરે, નીધીમાં હોડલી તેવી.

અમલદારે નીહાળી ને, નીધીમાં જે જતી હોડી,
મનુષ્યો માંહી બેઠેલાં, નિહાળ્યાં તે જતાં દોડી.

વિનોદાને સુવાડી છે, બિહારીના અરે ખોળે;
ચરણ ઝાલી હતી બેઠી, વળી ગુલજાર પણ કોરે.

વિનોદાને નથી હાવે, જરાએ ભાન ભીતરનું;
વ્યવસ્થીત વસ્ત્ર ના એકે, સ્મરે એ નામ શ્રીધરનુ.

ભુલી છે ભાન એ ભામા, અરેરે જળ અને સ્થળનું;
સબંધીથી પડી છુટી, નિહાળે કોઇના વળનું.

હતી મન મોહમાં માતી, જતી ગુલજાર ગમતમાં;
બીહારી પણ બનેલો છે, તણાતો તોર મંમતમાં.
તરંગો તે કરે વિધના, ગઇ બાજી હવે જીતી;
બીહારીને અતિ ઉપજે, વિનોદા પર અરે પ્રીતી.

અણે કીલ્લા હુવાઇ તે, વળી ધરણી ઢળાવે તે,
ભુલીને ભાન પણ એથી, અરે હોડી ચલાવે છે.
તરંગોમાં ચઢે ઉંચે, તરંગોમાં પડે નીચે;
બીહારીની અરે અહીંઆં, દશા તો આજ એવી છે.
થયા તીરે અવાજો ત્યાં, બીહારી સ્વપ્નથી જાગ્યો;
વિચારે એ વિમારો છે, વળી ભણકાર તો લાગ્યો.
વિચારે છે જહાં એવું, તહાં ગોળી છુટી આવી;
બીહારીનું હૃદય વીંધ્યું, ખુટાવ્યું તેહનું ભાવી.
વળી ગોળી તણા જોરે, ઉછળીયો હોડલીમાંથી;
વિનોદા નામ એ રટતો, પડયો નીધી વિષે ત્યાંથી.

બીજી ગોળી વળી આવી અડી ગુલજારના અંગે
ઢળી તે તો પડી હોડી વિષક ઘાયલ થતા અંગે
નીરાધારી થઇ હોડી રહી સ્થીર નીરમાં તે તો
અવર હોડી કીનારેથી મુકાવી કયારની છે તો
વિનોદાની હતી હોડી તીરે એ રીતથી આવ્યા
કરી ઉપચાર કૈ કંઇએ વિનોદા ભાનમાં લાવ્યા

વિનોદા ચંદ્રને દેખી અતિ હર્ષે પડી બાઝી
પતિના પ્રેમને પામી દુખો ભુલી થઇ સાજી
હતી ગુલજાર ઘાયલ તે પડી તે હાય પોકારે

ઉપાડી તેહને ત્યાંથી મુકી જઇને દવાખાને
નથી તન મન તેને તો પુરી રીતે ઘવાઇ છે
હજુએ પ્રાણ ના જાતો ખરી એ તો નવાઈ છે
ખરી કમભાગ્ય એ ભામા કુકર્મોની રહી ખામી
ભરાયો ના કુંભના પાપે મરણ તેથી ન તે પામી
ખરેખર જગતના નાથે ઘડયો ધારો ખુબીનો એ
કુકર્મી કર્મ કુડાએ છતાં ફાવે અરે તો એ

ઉપાધી એક ના આવે કુડા પંથે વધુ ફાવે
નહી દીનતા નહી દાને જરા ના રહેમ તે લાવી
હશે કો ધીર કર્મી તો હશે ધક્કા કંઇ ખાતો
અધર્મી તેહને ધારી લગાવે લ્હેરમાં લાતો
હશે ધર્મી તણા પંથે હજારો કંટકો વેર્યા
દુખી દીનો ગુજારે તે પ્રીતી સંજોગથી ઘેર્યો
પ્રભુ પણ ના જરા ઝાંખે ભુંડા જનતા તણી આંખે
પ્રભુ એ ન્યાય તારો છે થઇ ધર્મી દુઃખો સાંખે
ચઢે પુરો જહા પાપી તહાં તું અંત લાવે છે
વળી ધર્મી તણી તું તો કસોટી કારમી કરતો
અરે અંજામ આખર તે સદા જય નીતીનો થાયે
અરે ન્યાયથી આજે ભુંડી ગુલજાર જીવે છે

ભરાયો કુંભ ના પાપે તહાં સુધીજ જીવે છે.
કુકર્મો કંઈ રહ્યાં બાકી જીવી પુરાં કરે તે તો;
પછી ગુના તણી શિક્ષા, પ્રભુનો ન્યાય એ છે તો.
દવા દેતાં દીનો કંઇએ થઇ ગુલજાર તો સાજી;
મળ્યા પૃથ્વી પદાર્થોથી થઇ ગુલજાર તો સાજી.

## ચુડીવાળો કયાં ?

પ્રીયે પાઠક અહિં આવો, ચુડીવાળો ગયો કયાં છે;
દશા તેની થઇ શું યે, સુખે કે દુઃખમાં ત્યાં યે.
થયો સ્વાધીન પોલીસને, તહાં પણ સ્વાદ ચાખ્યો છે;
જડી હાથે પછી બેડી, તુરંગે તેહ નાખ્યો છે.
પુરો પસ્તાય છે અહિંઆં જીવનનું ભાન તો થાતું;
દુઃખોમાં શ્રીહરી રહે તો, છતાં ના કોઈ સાંભળતું.
અરે એ ન્યાય દુનિઆનાં, પ્રભુ દુઃખમાંહી સંભાળે;
થશે જો સુખમાં માતો, નયન પ્યારી તણે ભાળે.
અરે એ ન્યાયથી આજે, ચુડીવાળો ઘણું શોચે;
સ્મરી જે વૈભવો સરવે, ચુડીવાળો ઘણું શોચે.
અરે એ જેલમાં એવે, ઓચીંતો આવીઓ જેલર
અતિ બીભત્સ તે બોલે, દમાટી રાખ તો જેલર.
પ્રહારો કંઈ કીધા તેને, ચુડીવાળો વિમાશે છે;

રડે છે માન મુકીને પુકારી હાય ત્રાસે છે
કગરતો દીન વદનેથી મુને ન મારશો બાપુ ?
ઉગારો જો કદી આજે અરે બદલો કંઇ આપુ
સુણી બદલા તણી વાતો અધીકારી વિચારે છે
નહી આમાં કંઇ પામું કહો શો સ્વાર્થ મારે છે
બચાવું હું કંઈ આને ખરેખર કંઇક તે આપે
અમલદારી ગયા કેડે કહોને કોણ શું આપે
મળે જો દાવમાં માગ્યો ચુકે તે મુરખો જાણો
સમય વર્તી ન કો જાણે જરૂરે જાણવો પાણો
મળે જો વીસનો મહીનો થતું ના આપાણું પુરૂ
ચુકાવું કેશ ના આવો કહો શાથી કરૂ પુરૂ
વિચારી એમ અંતરમાં વદયો જેલર મુખે વાણી
કહે શું આપશો મુજને પ્રથમ તે આપને આણી
ચુડીગાળો વદયો વળતી સુણો સાહેબ ઓ મારા
રકમ સારી દઉં લાંચે ઉપર લાવી દઉ દારા
નથી તૈયાર તે પાસે છુટીને લાવી આપું હું
ભરોસે જો રહો બાપુ કહું છું સત્ય આજે હું
બીજા કેસો ઘણા લાવી રળાવું દામ હું ઝાઝા
સમજજો વાત એ સાણા ચુકે નહી આપની માઝા

ચુડીવાળે બીછાવી છે, અરે એ જાળ આશાની;
ફસ્યા સાહેબ આશામાં, ખરૂં કેદી તણું માની.
બરાબર ગોઠડી બાંધી, ચુડીવાળો મૂકયો છોડી;
છુટે પીંજર થકી પંખી. ગયો તે એમ છે છોડી.

ગયો તે તો ગયો નકી, ફરી પાછો ફર્યો ના એ;
છુટયો જે મોત પંજાથી, કહોને કોણુ ત્યાં આવે.
ચુડીવાળો દઇ તાળી, ગયો સાહેબ જેલરની;
વીકાસી મુખ એ બેઠા, મળી કોડી ન જેલરને.

ચુડીવાળો ગયો ત્યાંથી, પ્રીયા ગુલજારની શોધે;
ખબર તેની નથી કાંઇ, મળે પત્તો નહિ શોધે.
દીનો જોતાં ઘણુા વીત્યા, ખબર ત્યારે મળી એવી;
પડી ગુલજાર બીમારી, દવાખાને ગયો ત્યાંથી.

મળી છે શોધ ત્યાં આવી, દવાખાને ગયો ત્યાંથી,
ઉમળકો અંતરે આવ્યો, દીઠી દુરે થકી જ્યાંથી.
અહો માશુક ઓ મારી, દશા આ શી થઇ તારી;
વિચારી જો દીલે ધારી, મુને કાઢયો હતો મારી.

અરે એથી દશા આવી, અરેરે આજ છે આવી;
પ્રિયા ના દુઃખ રહેવાયે, રડયો ત્યાં અશ્રુઓ લાવી.
અહીં ગુલજાર છે દુખે, વિલાસી વાત ના ગમતી;
શરિરનું ભાન ના તેને, હતી વૃત્તિ સહુ ભમતી.

ચુડીવાળા તણું બોલ્યું, ગમ્યું ના તેહને માંઇ;
જરાના ઇચ્છતી તેને, હતુંના તેહમાં કાંઇ.
હતો પૈસે ટકે ખાલી, નમાલી દેહ તેની છે;
ભટકતા ભુંડ એ ભાસે, ઉતરતી નેમ તેની છે.
વળી ગુલજાર થઈ રાજા, હરામી હાય કયાં આવ્યો
હજુ બાકી રહ્યું કાંઇ, વળી લેવા ભલે આવ્યો
અહીંથી મુખડુ તારૂ, અતિ કાળું લઈ તું જા?
હવે બસ? ના તને ઇચ્છું હરામી હાય તું તો જા
નહિ જો તું કહી જાશે, પુરાઇ જેલમાં જાશે;
હવે ના નામ મારૂ લે, ફજેતી પુરી તું થાશે.
ચુડીવાળો સુણી વાણી, અતિશે રોષમાં આવ્યો;
વદે ગુલજાર શું આવું, કરીને શોધ હું આવ્યો
હતી આશા મને ભારે, ઘટે ના આવું અત્યારે;
કર્યો ખાલી મને શાથી, પ્રથમ આવું હતું ત્યારે.
ફરી તું બોલ વિચારી, ગતી શું થાય છે મારી;
અહિ પરદેશમાં આજે, સહે છે કોણ પણ તારી.
સુણી ગુલજાર થઇ ક્રોધે, બબુચક બાયલા જાતું
હરામી હું કહું છું કે, સહે મુજ બોલને ના તું
ચુડીવાળો વદ્યો ક્રોધે. દગો દારી કીધો આતો,
વચન તારાં સુણી આજે, સળગતો ક્રોધ છે તારો.

ભીખારી તેં કર્યો મુજને, ઉપરથી લાત મારે છે.
હરામીના હજમ થાશે, અહાહા ? એ શું ધારે છે;
અરે રંડા કહું છેલ્લો, ઉતારી અંતરે લેજે.
કરી અપમાન આ મારૂ, સુખે તું તો હવે રહેજે
રખડતી હું કરૂ તુજને, નકામી નાયકા નારી
લુંટાવું જગતમાં આજે, અહો લજ્જા અરે તારી
ચુડીવાળો કહી એવું, પછાડી પાદ ભુમીમાં,
ગયો ક્રોધે થઇ રાતો, ભરી ડગલાં અરે ધીમાં;
કટાક્ષો કારમાં નાખી, અહિં ગુલજાર ઉભી છે .
મને તે મોદ માને છે, કરીને પાર દુખી તે;
છટકવાને હવે તેતો, ખરેખર બ્હાનું ખોળે છે
હતો વિચાર જાવાને, રહેવા ઠામ ખોળે છે;
અરે એકદી દવાખાને, હતો માલીક નાટકનો
થવાથી દર્દ તે આવ્યો, દવા લેવા થઇ છાનો;
પુરો ફેશન મહી ફાલ્યો, સુકોમળ અંગ તેનું છે
ખરી કંદર્પની મુરતી, વદન મોહક જેનું છે;
અરે તે જોઇને આજે, થઇ ગુલજાર તો ગાંડી;
સ્વભાવે હાવ ભાવીને, ગઇ સામે કરી દોડી.
સલુણા કો સ્થળે રહો છો, મુને લ્યો સાથમાં પ્યા
ફસાઇ આંહિ હું તો છું, છોડાવો આજ આ પ્યા

મેનેજર કંપની કેરા, દયા દીલે વસી તેથી;
જણાવ્યું નામ ને ઠામ, પુછીને આવવા જેથી.
સુણી ગુલજાર થઈ ખુશી, જવા નિશ્ચય તહાં કીધો;
સમી સંધ્યા સમે તેણે જવાનો વાયદો કીધો;
થઇ સંધ્યા જહાં તે તો, છુપી તેતો ગઇ નાસી;
કહ્યું મેનેજરે ત્યાં તો ગઈ નસી; અરે ત્રાસી.
ખુસી મેનેજરે થઈને, તહાં ગુલજારને રાખી;
દીધી તાલીમ એકટરની,અતિશે માનમાં રાખી.
મળે સુવાસ જો હીમે, ગુલાબો અર્ક પર ખીલો;
અમલ અમૃત રૂપ મીલે, પછી બાકી રહ્યું કો'શું?
કદાપી કેશ કાળાને; કલર કાળો ચઢાવ્યો જો
અહા! કાળાશમાં તેથી, પછી બાકી રહ્યું કો' શું ?
સુરા સુચી ગણે શાસ્ત્રો, કનક મુખ કુચનાં હોયે
સરસ જો સ્વાદમાં વારી, પછી બાકી રહ્યું કો' શું ?
મળે નીસર્ણી મર્કટને, રૂપેરી રંગ કોયલ જે,
છુટયું દાણી ગૃહે ગાડુ, પછી બાકી રહ્યું કો' શું ?
હતી ગુલજાર મુળેથી, છકેલીને ભમેલી એ,
શીખી નાટક તણાં નખરાં, પછી બાકી રહ્યું કો' શું ?
હતી યોવન ભરી ભામા, વિલાસી પણ બની વહેલી;
હતી સૌંદર્યમાં સારી, છકાવે છેલને છેલી.

ભજાવે ખેલને સારા, છકી તે જાય જોનારા;
ઉતરતી અપ્સરા પોતે, અનુમાને એ જોનારા.
ભરાયે છે ચીકારે તે, અરે હાઉસ નાટકનો,
થતી ગીર્દી મહા ભારે, ફર્યો છે દીન નાટકનો.
ન કોઇ ખેલને ઇચ્છે, ન કોઇ સીનને ઇચ્છે,
ન કોઇ રાગને ઇચ્છે, ફકત ગુલજારને ઇચ્છે.
કરે નાજુક નખરાં એ, કટાક્ષો કંઇ કરે કાતીલ,
વળી કોકીલ સુરથી એ, હલાવે પ્રેક્ષકોનાં દીલ.
અહિં ગુલજારની ચઢતી, પ્રતિદીને થતી રહેતી;
હુલાઇ અંતરે તેથી; અહરનીશ તોરમાં રહેતી
અરે દીન એક નાટકમાં, રહેવા આવીયો કોઇ;
મળ્યો માલીકને તેતો, લીધો રાખી બધું જોઇ.
મળી માહીતગારી જ્યાં, દીનો થોડા ગુજાર્યા છે;
તરંગો કંઇક ચાલે છે, વિચારો કંઇક ધાર્યા છે,
અહા દીન એક નાટકમાં, થયો છે ખેલ જ્યાં પુરો;
થઇ છે વાહ વાહ સારી, મીઠા ગુલજારના સુરો.
હજુ કોકીલ કંઠીના, સુરોના ભાસ થાતા તા,
હજુએ સુરના પડઘા, થીએટર માંહી થાતાતા.
વહી નીશા હતી અરધી, નીરાંતે એકટરો બેઠા;
પીવા પયનો હતો ધારો, ધરી આશા સહુ બેઠા.

રહેલો જે નશો નરતે, સહુને આપતો પચ તે;
રહી ગુલજાર તો બાકી, દીધું સહુને રૂડી રીતે.
પીવા ગુલજારને માટે, ભર્યો છે ગ્લાસ તો પુરો
પડીકી માંહી નાંખી છે, દવા કેરો હતો ચુરો.
પીવા ગુરજારને આપ્યું, દગાથી દુધ તો એવું,
ભરોસે તે પીધું તેણે, હતું જેવું પીધું તેવું,
દગો દુનીઆ મહી બુરો, દગાથી દૈત દંડાએ
દગાથી દેવને શિક્ષા, અહાહા? સ્હેલથી થાએ.
કહો ત્યાં શું ગજું તેનું, અહા! ગુલજાર નારીનું;
દગાનું પાત્ર પણ પુરી, કરે કુકર્મ જારીનું.
પીધો તે ગ્લાસ ખુશીથી, પડી નીંદ્રા વિષે તે તો;
અનેરાં સુખનાં સ્વપ્નાં, નિશાએ આવતાં છે તો.
સવારે તે ઉઠી જ્યારે, રૂંધાયો કંઠ છે ત્યારેઃ
કરી ઉચ્ચાર ના શકતી, મુખેથી ના જરી વદતી.
અતિ શ્રમથી વદે જ્યારે, થતો સ્વર તો અતિ ભારે.
નબોલ્યું કોઈને ગમતુ, નજરથી જાતી ગુલજારે.
ભરૂસે તે રહ્યાં સહુકો, અતિ ગાવા થકી આતો;
હશે આ કંઠ તો બેઠો, કરે એવી વીવીધ વાતો.
દવા કંઇએ કરી ઝાઝી, સુધરવા કંઠ ગુલજારે;
નહિ ટાંકી જરા લાગી, વિમાશી દુખને ધારે.

બધાંને થઇ પુરી ખાત્રી, બગાડી બાજી ગુલજારે;
હવે નહિ કામની આ તો, વળી માલીક એ ધારે.
નકામું ખર્ચ આનું છે, રજા તેને હવે દેવી;
બીજી લઇશું વળી રાખી, રજા આને હવે દેવી;
અહિ માલીક વિચારે, સવારે કાઢશું અહિંથી;
નવીન નર જે હતો તે તો, વિચારે છે હવે તહીંથી.
હવે ગુલજારને કાઢી, છતાં એ તો જશે નાસી,
ગયો છે કંઠ પણ તો એ રૂપાળી છે હજુ ખાસી.
કમાણી કંઇક તે કરશે, હજુ એ પેટને ભરશે;
કર્યો ભટકેલ છે મુજને, હજુ ના ભુખથી મરશે.
વિચારી એમ તે સુતો, વીતી રાત્રી પુરી અર્ધી
ઉઠયો સાવધ થયો તે તો, ગયો ગુલજાર જ્યાં સુતી.
હતુ તે પાસમાં ચપ્પુ, ગયો ગુલજારની પાસે;
હતાં નીંદ્રા મહી સર્વે, ગયો ગુલજારની પાસે.
જીગરથી જાળવી તેણે, હણી ગુલજાર નાસીકા
પલાયન તે પછી કીધું, હણી ગુલજાર નાસીકા
ઉઠી ગુલજાર ગભરાતી, ચીસો કંઇ કારમી પાડે,
સુણી ઉઠયાં અરે તેથી, ઉભો ગુલજાર જ્યાં પાડે.
થયો હા ? હો ? ઘણો ત્યાં તો, બતાવ્યું નાક ગુલજારે,
હરામી ત્રાસને પામ્યો, વિચારો સહુ જુદા ધારે.

નીહાળી આવીયો કોઈ, અરે ચોરી તણા કામે;
વળી કો એમ ધારે છે, હશે કો જારીના કામે;
કરી હા'હો પડયા ઠંડા, લીધી જડતી બધાંની જ્યાં;
મળ્યો ના જે નવીન નર તે, ખબર તેની પડી ના ત્યાં.
થયો નિશ્ચય બધાઓને, ગયો એ કર્મ આ કરીને;
દગાબાજી હશે તે તો, રહ્યા એ હામ ધારીને.
વીરા વાંચક સુણો મારા, હતો એ નવીન નર તે;
ચુડીવાળો હતો પોતે, ખરી સાધી ગયો પળ તે.
દગો તેને રીધો પુરો, દીધો બદલો અ રેતેનો;
દગો ના છે સગો કોનો, કર્યો જો ના કરી દેખો.
ચુડીવાળો ગયો ત્યાંથી, દગો ગુલજારને દઇને;
હૃદયનો કુર એ પાપી, ગયો એ પાપને લઇને.
ગયો રાત્રી વિષે ચાલી, વિકટ જ્યાં વન ખીલ્યું તું.
હતા નિર્જન બધા રસ્તા, અનુપમ વન ખીલ્યું તું.
તહાં શાન્તિ ધરી બેઠો, ચુડીવાળો જઇ પોતે;
અનુપમ ઇશ્વરી લીલા, ચુડીવાળો ઠર્યો જાતે.
થયો પસ્તાવ પાપોનો, પ્રપંચી દીલ તો પીગળ્યું.
પુરો પસ્તાય છે પોતે, પ્રપંચી દીલ તો પીગળ્યું.
ક્ષમા માગે પ્રભુ પાસે, વિચારી પાપ કર્મોને;
અરે આ શું કર્યું આજે, વિચારી નીજ ધર્મોને,

કરેલા કૃત્યનો બદલો, કદી નિષ્ફળ નથી જાતો;
મળે એક દીન તે આવી ખરો કુદરત તણો ધારો

કરેલાં કૃત્ય જે કુડાં, હરીના નામથી જાશે;
ભલે માને મુરખ એવું, પરંતુ તે છતાં થાશે.

પુરો પસ્તાય છે આજે, ચૂડીવાળો ભલે તોયે;
કરેલાં કૃત્ય જે કુડાં, ભોગવવાં તે પડે આજે.

વીચારો કંઇ કરી ઝાઝા, ચૂડીવાળો ગયો ત્યાંથી;
કરૂં હું નોકરી હાવે, પુરો પૈસો મળે જ્યાંથી.

મજુરી ખોળતો તે તો, રખડતો તે બધાં બંદર;
મળે તેને પુછી જોતાં, ગયો ચાલી જહાં બંદર.

ગયો તે પૂછતાં જ્યાં તો હતી ઓફીસ ખોલેલી;
મજુરીની કરી આશા, નથી કોઇ અરે બેલી.

મળી ઓફીસથી આશા, જવા પરદેશમાં તેને;
હરખમાં હા ભણી તેણે, અકારો દેશ છે જેને.

કરાવી સહી લીધી તેની, પછીથી પાસ આપ્યો છે;
વદયા સાહેબને ભાઇ, ખરેખર ચાન્સ આપ્યો છે.

રૂડી ત્યાં નોકરી કરજે, સુખેથી પેટ ત્યાં ભરજે;
બીજી તાપુ જતી સ્ટીમર, અરે તું ત્યાંહી ઉતરજે.

ફસાવી એ રીતે તેને, ચઢાવ્યો સ્ટીમરે તેને;
કર્યો ગીરમીટ મજુરીનો, કરારે સહી કરાવીને.

વીરા વાંચક તમે મારા બધા ગીરમીટ તણા ધારા
અકારા એ નઠારા છે બધાએ જાણતા સારા,
ચુડીવાળો ગયો ત્યાં છે, પુરો બે હાલ થાવાને;
દુખો અત્યંત સ્હેવાને બધો બદલો એ લેવાને
થશે ત્યાં ખેર માટીએ મરે તે શ્વાનના મોતે;
વીરા વાંચક હવે તેને નહિ જોશો કદી જાતે.
વિચારી દુઃખ ગીરમીટનાં હજુએ અશ્રુઓ આવે;
ચુડીવાળો કુડા કરમે પડયો ત્યાં જઇ ભુંડા ભાવે.

**ગુલજારની ગતિ**

જુઓ ગુલજારની અહિંઆં ગતી કેવી થઇ હાવે;
વીરા વાંચક તહાં ચાલો થયું નિર્માણ શું ભાલે.
હતી એ સુંદરી સારી લલીત એ અંગની લલના
ભરેલા ભાવ અંતરમાં સુકોમળ ઘાટ એ તનના.
સદા સ્થીતી નથી કોની ચીરંજીવ એક રહેવાની,
ચઢે તે તો પડે નક્કી કહેવત એજ કહેવાની.
ટહુકતી એક દી બુલબુલ થયો તે કંઠ બે સુરો
હતી જે ગુલપરી ગુલે થયો બેડોળ તે ચ્હેરો
સુશોભીત સ્હેજ જે કરતી અલુના એ બગાડે છે,
જમાવે પ્રેક્ષકો ઝાઝા અધુના તે ભગાડે છે.
અહો ? કીરતાર તારી શી ? કળા આ જગતમાં જામી,
કળાઇ જાયના કોથી શકે પામર નહિ પામી.

થયા બે ત્રણ દીનો ત્યાંતો રજા ગુલજારને દીધી
ન માન્યું તેહનું જરીએ ખુશામત બહુ કરી કીધી.
સુકોમળ દેહ તેની તો નકામી તે થઈ આજે,
મરી મટતા દઇ લાખો ગ્રહે ના કોડીને કાજે.

કકળતી કંપનીમાંથી પોકારી હાય તે નીકળી,
નીરખવા નીકળ્યા લોકો કરે છે તે મળી ટીખળી.
રઝળતી શહેરમાં ફરતી ક્ષુધાથી ભીખ માગે છે,
વળી તુચ્છકારતા લોકો ન કોઇ ભીખ આપે છે.

છતર સોના તણાં ઢળતાં ગરીબી આવીને મળતાં,
ન કોઈ પાણી પણ પાયે ગરીબી હાલ એવો છે.
હતો હરિચંદ્ર જે રાજા મુકાવી તેહની માઝા
પડયાં અન્નજળ તણાં સાંસાં ગરીબી હાલ એવો છે.

હતા પાંડવ પુરા પાંચે જરા તાવ્યા ઉની આંચે,
થયા દુખી મહા પાંચે ગરીબી હાલ એવો છે.
સતી સીતા મહા શાણી દુઃખી છે તેહની કહાણી,
મળ્યાં વનમાં નહિ પાણી ગરીબી હાલ એવો છે.

સબંધી સર્વ છોડી દે પીતા માતા કહાડી દે,
તજે પરણેત પણ પત્ની ગરીબી હાલ એવો છે.

તજે મીત્રો હશે પ્યારા તજે હાજી કહેનારા,
તજે હરદમ જે ખાનારા ગરીબી હાલ એવો છે.

છતા પાસા પડે ઉંધા, ગણે ગંડુ હશે બુધા
ચઢાવે ચોરીના મુદા, ગરીબી હાલ એવો છે.
અહિ ગુલજારની આવી, દશા કીધી બુરે ભાવી;
અમીરી તે અધીરી થૈ, ગરિબી હાલ છે આવી.
પુરા પકવાનને મળતી, સુગંધીત જે પીણું પીતી
સુકા ટુકડા તણા સાંસા, પ્રભુ શું એ ખરી રીતી.
થતા ઉપવાસ તણા ચારે, મળે દી એક અન ત્યારે;
ટકાવે દેહ એ રીતે, મરણુ બહેતર મને ધારે.
રખડતી રાનમાં ફરતી, ફળે નિર્વાહ તે કરતી;
થઈ બે હાલ તે પોતે, સહન દુખો કંઈ કરતી.
સુવાળી સેજ તો ખુંચે, સુવે પત્થર પરે તેતો;
સુવાળા વસ્રને સેવે, અધના ચીંથરે તે તો.
કરેલા કર્મનો બદલે, અકાળે આવી મળવાનો;
ભલો હો રાજવી રાણો, થશે ભાવી નહિ મીથ્યા.
હતો કૌરવ પતી પુરો, પીડાકારી મહા સુરો;
રણે ભાગી થયો ચૂરો, થશે ભાવી નહી મીથ્યા.
હતો રાવણ મહારંગી, બધા દેવો કીધા સંગી;
છતાં રણમાં પડયો જંગી, થશે ભાવી નહિ મીથ્યા
હજારો પાપના પુંજે, થશે ભાવી નહિ મીથ્યા;
હજારો પુન્યના પુંજે થશે ભાવી નહિ મીથ્યા.
થઇ બેહાલ ગુલજારી રખડતી રાનમાં રોજે;
દુખોના ડુંગરા દેખે મળે આરામના ખોજે.

વીરા વાંચક હવે ચાલો રખડતી રાનમાં મુકી;
ભલેને ભોગવે દુખો નીતીનો પંથ તે ચૂકી.
નટુશા શેઠની આજે ગતી શી થઇ હશે તેની;
તહાં વાચક તમે ચાલો ખરી કહાણી સૂણો તેની.
મુખી જે ચાંચીયા કેરો અરે હોમ્યો હુતાશનમાં;
કરી બહાદુરી એ હોમે નટુશાએ ધરી તનમાં.
કીધો છે ખાખ બાળીને ધરીને સુંદરી વેષે;
પછી ત્યાંથી ગયો ચાલી ઉભી સ્ત્રી નર તણા વેશે.
પછી પુછ્યું નટુશાએ કહો બાળા રહો કયાં તો;
જડે રસ્તો અરે જેથી જવું છે આપડે ત્યાં તો.
વદી એ સુંદરી સુણી શ્રીપુરે ગામ મારૂ છે,
વણીકની નાતની હુ તો લલીતા નામ મારૂ છે.
નગરના શેઠની તનયા હતી હું લાડકી લાડી;
થઇ આ શી દશા મારી ગપ ગુજરી હશે માડી.
ધીરજ આપી નટુશાએ અહો બાળા ધરો શાંતી;
વિપતિ ગુજરી આજે અભય છે આપની કાંતિ.
રખડતાં રાનમાં તે તો મજલ પર તે મજલ કરતાં,
જતાં તે તો હતાં ચાલ્યાં નીતીની વાત તે કરતાં.
સૂખોની પાછળે દુખો દુખોની પાછળે સૂખો;
નિરંતર આવતાં ચાલી કૃતિ એ કુદ્રતી એવી.
સવારે જ્યાં વડે છાયા રવિ સાંજે તહા તપતો,
નિરંતર એ બને એવું કૃતિ એ કુદ્રતિ એવી.

સરે વર્ષો થકી ભરશે વળી ગ્રીષ્મે સુકાશે તે;
વળી પાછાં ભરી દેશે કૃતી એ કુદ્રતી એવી.
ધરે પદવી ઘણી મોટી મળે ના ટુકડો રોટી,
ચલાશે એક દી સોટી કૃતી એ કુદ્રતી એવી.
નટુશા ને લલીતા એ સીમાડે શ્રીપુરે આવ્યાં;
નીહાળી ગામની સીમા અતિ હર્ષાશ્રુ એ આવ્યાં.
જમાશા શેઠને જઈને ખબર આપી ખરીખાંતે;
હરખથી આવી આવેલાં મળ્યાં પુત્રી પીતા ત્યાં તે.
લલીતાને મળી માતા વળી તેને હવે શાતા;
વીના ખોળે મળી પુત્રી નટુશાના ગુણો ગાતા.
પડેલાં દુખ તેને જે પીતા માતા પૂછે છે તે;
પડેલું દુખ જે તુજને સવિસ્તર એજ તું કહેજે.
લલીતાએ કહ્યું માંડી વીતેલી વાત વર્ણીને
નટુશાનો થયો ભેટો કહી કૃતાંક કર્ણી તે.
સૂણો પિતા અહો મારા, હતી હું આપની પાએ;
જતી હું બાગમાં ફરવા, ખરી સ્વેચ્છા થકી ખાએ;
હતી હું લાડકી લાડી, મુને ના રોકતું કોઇ;
તમે ઠપકો કદી દેતા ઘડીમાં હું પડું રોઈ;
અરે એ રીતથી રોજે બગીચામાં જતી હું તો;
કદી સાહેલીઓ સાથે કદી હું એકલી હું તો;
બની અકકડ બધે ફરતી નહિ દુનીઆ તણી પરવા;

કશો વ્યવહાર ન જાણું ગમે બસ એકલું ફરવા.
નવીન સાહેલીઓ રોજે મળીને આવતી રમવા;
નવીન કંઇ લાવતી ખાવા મને તે સાથમાં ગમવા.
હુમેશાં લાવતી ખાવા હુમેશાં સાથમાં ગાવા,
હુમેશાં આવતી એકજ નીયમીત એકલી ગાવા.
બીજી સહુ આવતી સાથે અરે પણ એ નહિ રોજે
કદી આવે કદી નાવે, અરે એ આવતી મોજે.
હતી જે આવતી રોજે સહે તે ગોઠડી બાંધી;
સજડથી સ્નેહની સાંકળ અરે તે સાથમાં સાધી.
અરે એક દીન એ બોલી સખી મારી ઘણા સ્નેહે.
અરે બેની અરે બેની કર્યાં ના પુન્ય આ દેહે,
કર્યાં ના દેવનાં દર્શન કથાઓ ના સુણી કાને;
જીવન આ જાય છે મીથ્યા છુટો આ પાપથી શાને.
પછીથી મેં કહ્યું તેને, કરી તેં વાત આ સારી.
કૃપાતું કંઇ કરી આજે બતાવે પુન્યની બારી.
જુવાનીમાં હીન જો આજે પડે સંસ્કાર જો સારા;
પછી વૃદ્ધાઇમાં મારા દીનો જાશે ઘણા સારા.
જુવાની કાલ જાવાની દીવાની તો ફરૂ શાને;
સખી સાચૂ વદી તું તો કહેલું મન એ માને.
સખી રસ્તો બતાવે તો અતિ આભાર હું માનું.
સુગમ રસ્તે ચઢાવું તો સખી સાચી ખરી માનું.

સુણીને આ કથન મારૂં સખી તે તો વદી ત્યારે;
બતાવું આજ હું બેની; ખરી ઇચ્છા થઈ જ્યારે.
ખરેખર ધર્મ એ મારો સુધારૂં આજ જન્મારો,
બીગાડુ હું નહિ તારૂં ભરોસો રાખજે મારો.
અહીંથી માઇલને છેટે બસે કો મહાત્મા મોટા.
ઘણા લોકો તહાં જાતા પધાર્યા મહાત્મા મોટા.
કરી દર્શન ઘણા લોકો દુખોથી મુકત થાયે છે,
સુણીને જ્ઞાંનની વાણી મૂકીને પાપ જાયે છે.
થતી જો હોય ઈચ્છા તો કથા એ સુણવા જઇએ,
બધુંએ પાપ ધોવાયે પુરાં પાવન તહાં થઇએ.
સુણી વાણી નકુશાએ ફરી વચ્ચે વદી ઉઠયો,
લલીતા ના કર્યું સારૂં ખરેખર દીન ત્યાં રૂઠયો.
સ્ત્રીઓને શું કહ્યું શાસ્ત્રે જરા વાંચી વિચાર્યું ના,
સ્ત્રીઓના ધર્મ શા શા છે જરાએ કાંઇ ધાર્યું ના.
પતી ગૃહ એજ મંદીરને બીજા ખાલી બધાં ખોખાં,
ખરેખર માનવું એવું સ્રીઓનો ધર્મ એ તો છે.
પતી જે એકલો પોતે ખરેખર દેવ નારીનો,
નિરંતર જાણવું એવું સ્રીઓનો ધર્મ એ તો છે.
પછી દેવો બીજા નાના પીતા માતા સાસુ સસરો,
કરો સેવા ખરી ખાંતે સ્રીઓનો ધર્મ એ તો છે.
પતિ મુખનાં બધાં વચનો ગણે હરિ મુખની ગાથા

બીજી વાણી તણી બાધા સ્ત્રીઓનો ધર્મ એ તો છે.
મુકી જે મંદીરે મૂર્તિ સ્ત્રીઓને પત્થરો એ તો,
લખ્યું એ શાસ્ત્રમાં છે તો સ્ત્રીઓનો ધર્મ એ તો છે.
અવર સાધુ અને સંતો બધાએ પુતળા જેવા,
સ્ત્રીઓને માનીને લેવા સ્ત્રીઓનો ધર્મ એ તો છે.
અહા કળીયુગમાં આજે ખરા સાધુ છતાં કયાં છે,
મુનીદ્રોનાં હતા યુગો વસ્યા લંપટ બધાએ ત્યાં.
દશા ભારત તણી બુરી બનાવી એજ બેઠા છે,
ભમાવી ભોળી દુનીઆને ડુબાવી એજ બેઠા છે.
વીરાંગી એ ખરા રોગી અરે બે રાગી બાવાઓ,
જવાના નર્કમાં એ તો અધુના યોગીઓ એવા.
કરી લાંબી જટાઓને થઇ મસ્તાન તે ફરતા,
કશું કલ્યાણ ના કરતા અધુના યોગીઓ એવા.
દમન કાયા તણું કરતા મહામાયા ગ્રહણ કરતા,
ઘટે શું એમને એવું અધુના યોગીઓ એવા.
અરે શું શુળો પર સુતા ઉંધા શીરે ઉંધા પડતા,
બધુંએ દ્રવ્યની કાજે અધુના યોગીઓ એવા.
તળાવે જ્યાં સ્ત્રીઓ ધોતી તહાં યોગી જતા નાવા,
પડે લંગોટ છોડીને અધુના યોગીઓ એવા.
ગણાવે બાળ બ્રહ્મચારી છતાં બે રામકી રાખી,
ભમાવા તે બન્યા ખાખી અધુના યોગીઓ એવા.

હવા વંધ્યા ગુટીકાની, કરે કે વીર્ય વર્ધકની;
કરે વશીકર્ણના દોરા અધુના યોગીઓ એવા.
અરે એ ભ્રષ્ઠ યોગીની જરૂરીઆતો કહો શી છે,
નહિ યોગી ખરા ભોગી અધુના યોગીઓ એવા
થયા માબાપના ખોટા તજી સુત નાર લંગોટા,
પ્રભુથી પણ રહ્યા છેટા અધુના યોગીઓ એવા.
લલીતા છે બધુ આવું છતાં ના કેમ જાણ્યું તેં,
લલીતા તે વદી વળતી બધુ જાણ્યું હવેથી મેં.
નટુશાની કુશળ બુદ્ધિ જગાશાએ બધી જાણી;
ખુશી તે પર થયા ઝાઝું વધ્યા તેતો પછી વાણી.
લલીતા તે પછી શુંશું થયું તે તો કહે આજે,
સવિસ્તર વર્ણવી પુત્રી કહે તે તો બધુ આજે.
સુણો પિતા અરે મારી ગયાં યોગી તણી પાસે,
હતી સાથે સખી મારી ગયાં ત્યાં જ્ઞાનની આશે.
હતું એ સ્થાન તો મેલે જહાં યોગી તપે તાપે;
તહાં ધારી લીધુ મેં તો છુરી નકકી કરે પાપે.
પ્રણામો જઇ કર્યા મેં તો વળી સાનીધ્યમાં બેઠી
અવર ચિંતા બધી ત્યાગી ખરે શાંતી બધે દીઠી.
નીરખતા ના જરા અમને ખરા ધ્યાનસ્થ યોગી છે
હતાં નેત્રો બધાં ઢાંકયાં મહાત્મા એજ યોગી છે

ઘડી બેઠાં અમે ત્યાં તો ખુલ્યાં ચક્ષુ પછી ત્યારે;
કર્યાં કંઇ ક્રોધનાં ચીન્હો નીહાળ્યાં છે અમે જ્યારે.
વદયા તે ક્રોધથી વાણી અહો સ્રીઓ તમે કયાંથી
કર્યું તપ ભંગ તેં મારૂ તમે આવ્યાં અરે કયાંથી.
સીધાવી આંહીથી જાવો નહી જોઇએ અહીં નારી,
નહિ વસ્તિ અમો પ્યારી અમો જંગલ તણા યારી.
કર્યું કુંદન અને કાંતા બધુએ ત્યાગ પહેલેથી,
હવે અહલખ જગાવાને વસ્યા વનમાંહી મહેલેથી.
સુણી યોગી વચન એવાં વદી હુ નમ્ર વાણીથી;
પ્રભુજી ના વદો આવું વદી હું નમ્ર વાણીથી.
અમો સંસારના રાગી તમો સાચાજ વીરાગી,
બધી માયા તમે ત્યાગી અમે માયા લીધી માગી.
તમે સંસાર છોડયો છે પ્રભુનો પ્રેમ પીવાને;
અમે રસબસ થયાં તેમાં મદીરા દુખ પીવાને.
હવે તારો પ્રભુ તારો ઉગારો આજ આરેથી,
હઠાવો પાપના બાધો અમે આવ્યાં વીચારેથી.
અમોને જ્ઞાન આપોને અમોને શીષ્ય સ્થાપોને;
હઠાવો સર્વ પાપોને અમારાં કષ્ઠ કાપોને.
સુણી આ નમ્ર વાણીને પીગળતુ મન યોગીનુ;
વદ્યા સ્મીત હાસ્યથી યોગી દયાળુ દીલ યોગીનું.

અહો બાળા તમારી છે. અરે ઇચ્છા જહાં એવી;
હમેશાં આવજો આંહી, કથા કંઇ જ્ઞાનની કહેવી.
અમો ત્યાંથી પછી ઉઠયાં રજા યોગી તણી લઇને;
બીજે દીને જવા ત્યાંતો, કર્યો છે વાયદો કહીને.
અમે એ રીતથી ત્યાંતો બીજે દીને ગયાં પ્રીતે
હતા મહારાજ ત્યાં બેઠા, ધરીને ધ્યાન તે ચિતે.
નમીને તેમને ભાવે અમે સાનીધ્યમાં બેઠાં.
નિહાળી યોગીની કાંતિ અતિ ડરમાં અમે બેઠાં.
હતા યોગી રૂપે કાળે, ભીષણુ મુરતી થઇ આજે;
નતુ ત્યાં ધ્યાન કે ધુણી, વળી માળા હતી પાસે.
બુકાની બાંધીને ઉભો, કસીને છે કમર બાંધી;
ઉભો વિકાળ જેવો તે, વીકારી સુરતા સાંધી
અમે ભયભીત ત્યાં થતાં, થથરતું અંગ છે સરવે;
ડરેથી હાથ જોડીને, વદી હું ત્યાં વળી હળવે.
પ્રભુ શુ આમ છો આજે, કર્યો છે વેશ આ કેવો
કહો કારણ અહો આનુ, વિકારી વેશ આ કેવો.
કપટ યોગી વદ્યો વાણી, વિચારી બોલજે બાળા;
નહિ યોગી ખરો ભોગી સુણી લે શબ્દ તુ મારા.
કપટ બાજી બધી આજે, બીછાવી તાહરા માટે;
મુને તારો ગણી લેજે, મરૂ હું તાહરા માટે.

સુણી યોગી તણી વાણી, અવાચક હું થઇ ત્યાં તો;
ઉઠાવી મુજને લીધી, થઇ બેભાન હું ત્યાં તો.
ગઇ રાત્રી વીતી માહી, પુરી બેભાન સ્થિતીમાં;
સવારે હું નીહાળુ છું, નજર મારી શું ભાળું છું.
નહિ આશ્રમ યોગીનો, નહિં એ ગામના રસ્તા,
મહા દુખે પડી આવી, થયો છે દેહ આ સસ્તો
મુને જ્યાં રાખી મૂકીતી, હતુ એ ભાંયરૂ ભારે
ચણેલી કોટડી તેમાં, રહેવુ તેહમાં મારે.
નરાધમ આવતો રોજે, વળી ધમકાવતો મુને.
લગનની માગણી કરતો, વળી બીવરાવતો મુને
હતી હિંમત મને આવી, નવી કૌવત મને આવ્યુ;
અતિ આવેશનાં હુ તો વહુ ધારી મને ફાવ્યું.
અતિ એ રીસથી બળતો, નખાવા રોજ આપે તે,
ફસાણી હું પુરા ફંદે, અક્કરમી હાથ પાપે તે.
કંઇ દીનો વીત્યા એવા, નરાધમ ના કરે મુકતી
હજારો લાવતા એવા, કરી નર નારી ને જુકિત
કંઇનાં ખુન તે કરતો, કંઇને છોડી તે દેતો;
નથી કોઇ થકી ડરતો, લુંટી સરવે અરે લેતો.
હશે કીસ્મત મહા બળીયુ, પ્રભુની મહેર પણ સારી;
અણીએ આવી ઉગારી, નટુશાની એ બલીહારી.

નરાધમને કરી યુક્તિ નટુશાએ કીધો પુરો;
સ્વધામે સેજ પહોંચાડયો, ખરે બદલો મળે બુરો.
અમે બંને છુપી રીતે, છુટયાં નાસી અરે ત્યાંથી;
અધુના આવીયા આંહી, છુટયા નાસી અરે ત્યાંથી,
પીતા એ કર્મની કથની, કહેતાં જાઉ છું કંપી;
નહિ સ્વેચ્છા થકી ફરવુ હવેથી હું ગઇ ઝંપી,
પીતાજી જીવતી આવી, નટુશા એ પરતાપે;
પડયાં છે એ મને દુખો, અરે પર ભવ તણા પાપે.
દુખી છે કર્મની કહાણી, નટુશાની અરે એવી;
જીવન છે એમનું દુખી, ગતી મારા અરે જેવી.
જગ.શાએ પછી પુછી, નટુશાની પુરી કહાણી,
જીગર જ્વાળા બળી તેથી, રડયા તે અશરૂ આણી.
વદ્યા છે ત્યાં જગ શા તો, નટુશા આપને કહું છું,
ગુમાસ્તી અહિં કરો મારી ખરેખર સત્ય એ કહું છું
રસોડે આપણે ખાવું, વળી દુકાનમાં જાવું;
ધરી ધીરજ ધરી ધંધો, પ્રમાણીક આપણે થાવું.
નટુશા ઇચ્છતો એવું, હતી માઠી દશા જેથી;
ગયું ઘર ને ગઇ નારી, નટુશા તો રહ્યો તેથી.
પ્રમાણીકતા ધરી અંતર, બધાંએ કાર્ય તો કરતો;
વિકટ વખતે ધરી શાંતિ, નીતીને પંથ સંચરતો,

નટુશાની દશા હાવે; બધી પલટાઇ છે આજે;
છતાં પાસા પડે સવે, કદી ઉંધા છતા નાખે.
કમાણી પણ વધી પુરી, ત્રીજોરી તળવળી રહે છે.
જગાશા ના કંઇ કહેતા, હુકમમાં શેઠ પણ રહે છે.
ખબરદારી બધી નીરખી, નટુશાની જગાશાએ;
મુનીમ મોટો બનાવ્યો છે, અરે એ દીર્ઘ આશાએ.
લલીતા શેઠની પુત્રી તણું અહીંઆં થતું શું છે;
થઇ તે સોળ વર્ષોની, ખીલ્યું યોવન તેનું છે.
ફક્ત સંતાનમાં એકજ, ખરેખર એકલી પુત્રી;
હતો નહિ પુત્ર તો એકે, નહિ પીત્રાઇ કે ગોત્રી,
હતો લક્ષાપતી પોતે, જગાશા શેઠીઓ પુરો;
થતી વારસ હતી પુત્રી, હતો એ હક વળી પુરો.
અરે એ શેઠને હાવે થતી ચિંતા ઘણી અંતર;
થઇ પુત્રી તણી ઉંમર, ખટકતું મનની અંદર,
લગન પુત્રી તણું કરવા, તલપતું શેઠનું અંતર;
હવે ના બેસી રહેવાએ, પુરી થઇ પુત્રીની ઉંમર.
મુરતીઓ જો મળે સારો, લગન પુત્રી તણું કરવું;
બધે ખોળી બહુ થાકયો, હવે શું હાયરે કરવું.
હતા એ શેઠ વિચારે, લલીતા આંહી શું ધારે;
મદન મુને અતિ મારે ચઢાવે જીવ ઉકાળે.

રસીક વર તે મળે મુજને, કૃપા કીરતારની હોવે,
બધે ખોળી હવે થાકયા, પીતાને ના જડયો કોઇ;
હતું અંતર લલીતાનું, નટુશા તર્ફ તો ઢળતું,
બચાવી તે હતી જ્યારે, થયું તે દીનથી મળતું;
ન કોઇ શર્મ ત્યાગીને, હજુએ વાત ના કીધી.
અતિ લજ્યા તણી કહાયે દબાવી ઉર્મીઓ દીધી.
નટુશા પણ હતો રૂડો, સુકોમળ અંગ તેનું છે.
હતો મુંબઇ તણો વાસી, સુકોમળ અંગ તેનું છે;
કંઇ દીનથી લલીતાને, ઉંડા આવેશ આવે છે;
મદન મારે અરે તેને, નિશાએ તે સતાવે છે.
અરે એ ઇચ્છતો પોતે, નટુશાને અતિ પ્રીતે;
ખરેખર આજ આવ્યો છે, ભરેલો ભાવ તો ચિત્તે.
અચાનક એ સમે આવ્યો, નટુશા કંઇક તે કામે;
લલીતાને ગમ્યું એ તો, અતિ આતુર છે કામે.
લલીતાને અરે હોલે, નટુશા આવીઓ જ્યાંહી.
તજી લજ્જા ખરે પોતે, લલીતા તો વદી ત્યાંહી.
અહોહો શેઠીઆ સારા, તમોને ઇચ્છતી હું તો;
ખરા જીગર થકી ચાહી, નીરખતી વાત તો હું તો.
પીતા માતા બધે ખોળે, મુરતીઓ માહરા માટે
ચહું છું આપને હું તો, કીધા મેં શીરને સાટે.

ન જાણે બાપ મારા એ, પધાર્યાં ઘેર ગંગા તો.
કહો શું સ્નાન ના કરવું પધાર્યાં ઘેર ગંગા તો,
તીલક લક્ષ્મી કરે આવી, કહો ધીકકારવી તેને;
જવું લેલાટ ધોવાને, ગમે એ તે કહો કે જે!
સ્વીકારો વાત આ મારી, નટુશા દીલમાં ધારી;
ઉગારી છે તમે તારી, દીધી ત્યાં દેહ આ મારી.
નટુશા વાણી સુણીને; વદ્યો શાંતિ ધરી ચીતે;
વદો આ શું તમો બાળા, વદો ના ધર્મની રીતે
વીવાહીક કર્મ ના તમથી; કદાપી કામ તો થાએ;
કરો જો ધારીને મનનું, ઇજત માબાપની જાએ.
હું તો નિર્માલ્ય હ[illegible]ામાં, તમો છો શેઠની બાળા
તમારા ને અમારા ના, મળે સંજોગ તો સારા.
ભરેલો ભાગ્યનો પુરો, હશે સરજ્યો પુરે કેઇ,
તમારી માટ એ નરને, પીતાજી લાવશે જોઇ.
કદાપી કાગની કોટે, હીરો ટંગાય તોયે શું?
ન શોભે એ નકી જાણે, દીઠું છે એહ કોયે શું?
ગુલાબી ફુલના ઢગલા, વિષે નાખ્યા શે લ્હાળા;
કદી શોભે નહી એવું, વિચારીને વદો બાળા;
લલીતા તે સુણી બોલી, વિચારી હું વદી છું તો,
તમે મારા હુવે છે તો તમોને હું વરી છુ તો.

રજા પિતા તણી માગુ તમારી પણ અરે માગુ
તમારા વીણુ આ જગમાં નરો બીજા બધા ત્યાગુ
અચાનક એ સમે ત્યાં તો પરીચીત શબ્દ આવ્યો છે
લલીતા ઓ લલીતા ઓ કહીને સાદ પાડયો છે.
હતી માતા લલીતાની નીરખતી તે હતી દુરે;
અનીતી આ બધી જોઇ કર્યો તે સાદ રહી દુરે.
લલીતા ત્યાં ગઇ દોડી અહો માતા કહો શું છે;
નહિ બેટા કશુએ છે હજુ ગાંડી રહી તું છે.
પિતા તુજ લગ્નને માટે બધી તૈયારીઓ કરતા;
મુરતીઓ ના મળે રૂડો અતી ચીંતા ચિતે ધરતા.
સબુરી રાખજે બેની અમારો ધર્મ સાચવજે;
સહુ વાનાં થશે સારાં પ્રભુ એ જોગ મેળવશે.
લલીતા સાંભળી બોલી અહો માતા બધુ સમજુ;
નહિ કુળ ધર્મને ત્યાગી અહા માતા બધુ સમજુ.
પિતા મુજ ખોળતા ફરતા મુરતીયો જગતમાં જોતા
મુને ના તે કંઇ કહેતા સલાહ મારી નથી લેતા.
નથી આશા મને માડી પરણુવાની લગારે તો;
ભલે પીતા મરે ખોળી નકામો એ હમારે તો.
ભલી પુત્રી થઇ ભોળી અમસ્તી આમ શુ બોલે;
તુંને પરણાવવા અમને અનુપમ લ્હાવ અણુતોલે.

રૂડો વર લાવશું શોધી કરીને ધામ ધુમેથી;
તુંને પરણાવશું એની પુરાએ કોડ અમ જેથી.
કહો તુ કેમ એ બોલી પરણવું ના ગમે શાથી;
ખરી જે હોય તે બીના છુપાવી રાખતી શાને.
લલીતા ત્યાં વદી વળતી સુણો માતા કહુ ત્યારે
કહું અંતર બધું ખોલી સુણો માતા પુછયું જ્યારે.
પકાવ્યો પાક ખેતરમાં જીવન સાટે વળી રક્ષી;
દીલે ઉદારતા રાખી કહો ના કેમ દો બક્ષી.
કરી મંથન પ્રભુએ તો નિધીનુ લક્ષ્મી અવતારી
ગ્રહી પોતે લીધી તેજે બીજાને કેમ ના આપી.
અહો માતા રીતે એવી સ્થિતી મારી થઇ આજે;
વદૂ શુ હું વધુ મુખથી અટકતી જીભડી લાજે.
સુણી માતા લલીતાની વદી એ બેન ના સમજી
ખુલાસો કર હવે પુરો વદી એ બેન ના સમજી.
લલીતા ત્યાગીને લજ્જા કહે માતા સુણો તો તો;
અત્યારે હોત હુ સ્વર્ગે નહુશા હોત ના તો તો.
બચાવી છે મુને તેણે અરેરે જીવના સાટે;
અરે એ દાનનો બદલો વળે કેવી રીતે માટે.
કરી મેં જીંદગી તેને હશે અરપણ બધી તેને
થઇ હું તેહની નારી સુખી હું તો કરૂ તેને.

ન પરણું કોઇ બીજાને, અવર છે ભ્રાતા જેવો;
નટુશા એક છે પોતે, ખરેખર એ પતિ દેવા.
વિચારી બાત એ માટે, કરો મુજ લગ્ન એ સાટે;
વળી છે કોમ આપણુની, કરો મુંજ લગ્ન એ માટે.
સુણી શેઠાણીએ વાણી, વીગત જઇ શેઠને કીધી;
હતી પણ શેઠને મરજી, સુણી એ વાતને લીધી.
ખુશીથી એક મળી છે, લલીતાની બધી વાતો,
નટુશાને લીધું પુછી, કરી નક્કી બધી વાતો.
કર્યો વિવાહ ત્યાં નક્કી; લલીતા લગ્ન કરવાને.
કર્યો અવસર અતિ મોટો લલીતા લગ્ન કરવાને,
લલીતા ને નટુશા એ, લગ્નથી તેહ જોડાયાં
ખરા જીગર થકી રહેતાં, અરે એ સ્નેહ જોડાયાં
અતિ ઉમંગથી હાવે, નટુશા કામ તો કરતો;
રળી લાવી ઘણો પૈસો, ત્રીજોરી માંહિ તે ભરતો.
જગાશા શેઠનું હાવે, હર્યું અંતર બધું જોઈ;
અવસ્થા પણ થઇ પુરી, નથી વારસ પાછી કોઇ.
દત્તક લેવા તણી ઇચ્છા જગાશા શેઠને થઇ છે.
જમાઇ જે નટુશા છે નજર તે પર અરે ગઇ છે.
વીચારો એ થતાં પુરા, દત્તક લીધો નટુશાને
બધોએ વારસો દીધો; દત્તક લેઇ નટુશાને.

શીલક સોંપી ત્રીજોરીની, બતાવી ગુપ્ત બાબતો;
વણજ વેપારને બીજી, કરી વહેવારની વાતો.
નટુશા પણ હવે પુરો, બધો બોજો ઉપાડે છે,
ગુમાસ્તા નોકરે સઉની, ખુબીથી ખોડ કાઢે છે,
અરે કીસ્મત અરે કીસ્મત, અહાહા તું જતુ હોરી
ઘડીમાં રાજવી સ્થાપે, ઘડીમાં અન્નની ચોરી.
અરે કીસ્મત અરે કીસ્મત, ન કોઇ તુજને જાણે;
કહિ હારી જીતાવે તું, જીતેલી હારમાં તાણે.
ખરો સિદ્ધાંત એ બાંધ્યે; બુરે અંજામ છે બુરૂ;
ખરે અંજામ છે સારૂ, કરે એ કીસ્મતે પુરૂ.
થયો વેપારને અર્થે, નટુશા બહાર પરદેશે;
સુરત બંદર મહી આવ્યો, નગર એ શેઠના વેશે.
હતા નોકર અને ચાકર, ગુમાસ્તા સાથમાં ફરતા
હતી વિકટોરીઆ ગાડી, બજારે તેહમાં ફરતા.
જતા એક દીન તે પાળા, ભીખારણ છે મળી સામે
ઉભી રસ્તા વચ્ચે આડી અરે એ શેઠની સામી.
વદી તે આર્ત વાણીથી અરે ઓ શેઠીઆ રૂડા;
મુને એક દોઢીયું આપો અરેરે હાલ છે ભુંડા.
ભુખી દીન ચારની હું તો નસીબે આકરી હાલત;
મુંને એક દોઢીઉં આપો ખગાડી મેં અરે દાનત.

થયા આ હાલ છે મારા, ગયુ કીસ્મત મને દોરીઃ
હવે ના દુખમાં જીવુ, મરૂ હુ વિષને ઘોળી;

દશા આવી થઈ મારી; અરે એ કર્મ કુડાએ.
હતી હું વૈભવે પુરી, ગયું એ કર્મ ભુંડાએ.

નટુશા સાંભળી વાણી ઉભો કંઇ ભેદને જાણી;
અરે નારી કહે તારી; બધીએ વાતને વરણી.

દશા તુ કેમ આ પામી, રખડતી કેમ આ હાલે;
દરદ તારૂં મીટાવું હું, પુરી જો બાતમી આપે.

ભીખારણુ તે વદી સુણી; સુણોને શેઠીઆ સારા;
હવે મરવુ મને વહાલુ, કહુ છું હાલ આ મારા.

---

## (ગાયન)

( રાગ શુ કહુ કુથની મારી )

કહુ શું કરમની કહાણી, આજ કહુ શું કરમની કહાણી
મમજીવન આ ધુળધાણી આજ કહુ શુ કરમની કહાણી

મુબઇ નગરી વાસ અમારો દંપતી દીન ગુજારે
ફસી ફેસનના ખોટા ફંદે હું તો ચઠી ગઇ ચાળે આજ

નાથ નટુશા નટવર નામે મીથ્યા મતી કરી માડી
ઘાત કર્યો મેં ત્યાગી ઘરને લંપટ સંગ નાઠી. આજ

મોજો મેં માણી મહેલ મહેલાતે ગાડી ઘોડા દોડાવ્યા
બની મડમ હું સાહેબ રાણી પાણી ભલાનાં ઉતાર્યાં આજ

આફત વેઠી કંઇક ઈશ્કમાં કંઇકના કાશળ કાઢયાં,
યાર છબીલા સંગ ન દોડયો સુખનાં છત્તર ઢાળ્યાં. આજ

નાથ નગીનો સ્વપ્ને ન આવે યારમાં તાર મીલાવ્યો,
દેશા રટણ હું કરતી મોજે યાર થયો અભાવ્યો આજ

મોટી દૂકાનો વેશ્યા ગૃહની લાલચે કંઇ નર પાડયા,
સતી સ્ત્રીઓના સત ચુકાવ્યાં યારને માર પડાવ્યા. આજ

પાપ તણો કૂંભ પુર્ણ થયો મુજ પ્રભુએ બદલો આપ્યો
દગો થયો મુજ દેહ પરે હા પુરણ મળીયાં પાપો આજ

કંઠ રૂંધાઇ આજ ગયો છે નાસીકા છેદન થયું;
તે દિનની આ હાલત મારી તન અવસ્થા ગયું. આજ

ીક્ષા માગુ ઘરઘર ભટકી  કોઇ ન પાત્રમાં આપે;
ાક ફટી કહી જગમાં મુજને  સહુજનો સંતાપે આજ.



ચાનક બોલતાં અટકી  ભીખારણુ શબ્દ એ છેલ્લા
ડી ભુમી ઢળી તે તો  સહે છે શેઠ ઉભેલા.

ધી પડતી અરે ઝીલી  નટુશાએ અરે હાથે;
હો તું પ્રેમદા મારી  થએલું લગ્ન મુજ સાથે,

ખારણુ સાંભળી શબ્દો  અહો વાલા અહિં કયાંથી;
ીકારો જો મળ્યા તો  તો ઉગારો દુખ આમાંથી;

શા તે સુણી બોલ્યા  હવે વટલાઇ છું તું તો
ા ના સ્વીકારૂ હું તો  ફરી પરણ્યો હવે હું તો

મી છે જીંદગી મારી  તુંને હું સાથમાં લેઉ;
ણુ પોષણુ કરૂં ભાવે  તુંને અનદાન હું દેઉ.

નું કર ભજન ભાવે તજીને મોહ સંસારે;
ભવ તાહરા ગાઇ  જનોને કંઇ સુધારે.

શેઠાણીને મરજી  નટુશા સાથ જાવાને
મરજી તજી દુનીઆ  વીરાગી આજ થાવાને

ગઇ તે શેઠની સાથે જીવન શાંતિ ભરે ગાળ્યું;
કરી દુનીઆ તણી સેવા વચન એ શેઠનું પાળ્યું.

અરે ઓ પાઠકો મારા કથા આ સ્ટોપ થાયે છે,
બુરાનું તો બુરૂ થાએ ભલાનું સારૂ થાએ છે.

કહે કઠલાલ કર એવું સજન લ્યો સારને ગ્રાહી;
અવર જનને સુંપી દીધું ભુંડાઇ ભાગનો ગ્રાહી.



